# रत्नावली नाटिका.

चार अंकमां

महाराज श्रीहर्षवर्धने संस्कृतमां रचेली

ते उपरथी

गुजरातीमां

गद्यपद्यात्मक भाषान्तर

## रणछोडभाई उदयरामे

करीने,

"निर्णयसागर" मुद्रायंत्रमां मुद्रांकित करावी

प्रसिद्ध कर्युं.

मुंबई.

संवत् १९४६ मार्गशीर्ष सन १८८९ डिसेम्बर.

मूल्य आठ आना.

# रत्नावली नाटिका.

चार अंकमां

महाराज श्रीहर्षवर्धने संस्कृतमां रचेली

ते उपरथी

गुजरातीमां

गद्यपद्यात्मक भाषान्तर

रणछोडभाई उदयरामे

करीने,

"निर्णयसागर" मुद्रायंत्रमां मुद्रांकित करावी

प्रसिद्ध कर्युं.

मुंबई.

संवत् १९४६ मार्गशीर्ष सन १८८९ डिसेम्बर.

मूल्य आठ आना.

# प्रस्तावना.

નાટ્યપ્રકાશમાં જણાવેલા લક્ષણપ્રમાણે રત્નાવલી નાટિકા રચવામાં આવી છે. તેની વસ્તુ કથાસરિત્સાગરમાંથી લીધી છે. આ પુસ્તકમાં વત્સરાજનો ઇતિહાસ તે ગ્રંથઉપરથી આપવામાં આવ્યો છે; તેની સાથે નાટિકાની વસ્તુનો મુકાબલો કરવાથી મૂળ-કથા કરતાં કેવો, શા કારણથી ફેરફાર કર્યો છે તે જણાઈ આવશે.

દશરૂપકની ટીકામાં અને સાહિત્યદર્પણમાં નાટ્યશાસ્ત્રવિષે રચના કરતાં રત્નાવલી નાટિકાનાં ઉદાહરણ આપવામાં આવ્યાં છે, અને તે પુસ્તકોઉપરથી મેં નાટ્યપ્રકાશ ગુજરાતીમાં રચ્યું છે તેમાં તે ઉદાહરણ દાખલ કરવા માટે મેં આ ભાષાન્તર કરવું છે. નાટ્યપ્રકાશમાં જણાવેલાં સ્થાન આ નાટિકામાં જ્યાં જ્યાં છે ત્યાં ત્યાં ટીપ આપીને દાખલ કર્યાં છે તેથી નાટ્યપ્રકાશના તે તે ભાગ સમજવાને સુલભ પડે એમ છે.

---

# श्रीहर्षवर्धन.

આ નાટિકામાં આવેલા સૂત્રધારના કથનથી, સ્પષ્ટ છે કે, આ નાટિકા રચનાર મહારાજ શ્રીહર્ષ છે. એ મહારાજ કયાંના હશે એ વિષેનો નિર્ણય કરતાં આજસુધી બે પક્ષ થયા છે. જૂનો એક પક્ષ એવો છે કે, કાશ્મીર દેશના તે રાજા હતા અને તેના પ્રમાણમાં રાજતરંગિણીના સાતમા તરંગમાં ૬૧૧ મો શ્લોક નીચે જણાવવામાં આવેછે તે બતાવેછે:—

सोऽशेषदेशभाषाज्ञः सर्वभाषासु सत्कविः ।
कृत्स्नविद्यानिधिः प्राप ख्यातिं देशान्तरेष्वपि ॥

"તે સર્વ દેશની ભાષા જાણનાર, સર્વ ભાષાના સારા કવિ, સર્વ વિદ્યાના સાગર એ રીતે દેશાન્તરમાં પણ પ્રસિદ્ધ છે."

આગળના રાજા વિદ્વાન્ હતા તે પ્રમાણે કાશ્મીરના આ શ્રીહર્ષદેવ પણ વિદ્વાન્ અને કવિ હશે એ વાત ખરી, પણ એટલાજ ઉપરથી તેમણે રત્નાવલી રચી છે એમ નીકળતું નથી. કાશ્મીરના શ્રીહર્ષદેવના પિતામહ શ્રીઅનંતદેવના સમયમાં મા-

ળવામાં ભોજરાજા રાજ્ય કરતા હતા અને તેમણે સરસ્વતીકંઠાભરણ નામનો ગ્રંથ કરેલો છે તેમાં રત્નાવલીનાં દૃષ્ટાન્ત ઉતારી લીધાં છે. અવન્તીવર્મન નામનો રાજા સન ૮૫૫ થી ૮૮૪ સુધી કાશ્મીરમાં રાજ્ય કરતો હતો, તેના સમયમાં આનંદવર્ધન નામનો કવિ થયો. તેણે ધ્વન્યાલોક નામે ગ્રંથ રચ્યો છે, તેમાં રત્નાવલીનાં ઉદાહરણ જોવામાં આવેછે. વળી સન ૭૭૯-૧૩ સુધી જયાપીડ નામે કાશ્મીરનો રાજા થઈ ગયો, તેના સમયમાં તેનો મંત્રી દામોદરગુપ્ત થયો, તેણે કુટ્ટનીમત નામનો ગ્રંથ રચ્યો છે તેમાં પણ રત્નાવલી નાટિકાની વસ્તુ ને તેમાંની કવિતા પણ દાખલ કરી છે. તથા નાટ્યશાસ્ત્રવિષે દશરૂપક નામનો ગ્રંથ ધનંજયે રચ્યો છે તેનો ટીકાકાર ધનિક મુંજરાજાના દરબારમાં હતો. અને દશરૂપકની ટીકામાં રત્નાવલીનાં દૃષ્ટાન્ત ઘણાં લીધાં છે, તો કાશ્મીરના આ શ્રીહર્ષનો જે સમયે જન્મ પણ નોહોતો અને તેના પૂર્વજનાં સમયમાં જે ગ્રંથઉપરથી ઉતારા કરવામાં આવેલા તે ગ્રંથનો કર્ત્તા તેને ગણી શકાય નહિ. આ શ્રીહર્ષ ઈસવી સન ૧૧૧૩ થી ૧૧૨૫ માં થઈ ગયો છે.

કાવ્યપ્રકાશનો કર્ત્તા મંમટ કાશ્મીરમાં થઈ ગયો તેણે પોતાના પુસ્તકમાં લખ્યું છે કે, પોતાના સ્વામી શ્રીહર્ષના નામથી બાણભટ્ટે રત્નાવલી આદિ પુસ્તકો રચ્યાં હતાં. અન્ય દેશની પ્રતોમાં બાણને ઠેકાણે ધાવકનું નામ છે. પણ ધાવકનો પત્તો લાગતો નથી. અને મંમટ કાશ્મીરનો રેહેવાસી હોવાથી ત્યાંની પ્રતમાં લખેલું માન્ય રાખવા યોગ્ય છે.

વાત્સાયનવંશમાં થયેલો આ બાણભટ્ટ કાન્યકુબ્જ દેશના મહારાજ શ્રીહર્ષવર્ધનના દરબારમાં થઇ ગયો છે એમ હર્ષચરિતઉપરથી જણાઇ આવેછે. અને તે સાતમા સૈકડાના અર્ધ સુમારમાં થયો છે. આ સમયમાં ચીન દેશનો બૌધમતાનુસરી હુએનત્સંગ ભરતખંડમાં આવ્યો હતો, તે સમયે શ્રીહર્ષવર્ધન રાજા હતો એમ તેણે લખ્યું છે. આઉપરથી સિદ્ધ થાયછે કે રત્નાવલીનો કર્ત્તા કાન્યકુબ્જ દેશનો શ્રીહર્ષવર્ધન છે. તેણે આ નાટિકાસિવાય પ્રિયદર્શિકા નાટિકા રચીછે, તેની રચના રત્નાવલીને બહુજ મળતી છે, તેનો નાયક અને રત્નાવલીનો નાયક એકજ છે, પણ તેની વસ્તુ કથાસરિત્સાગર ઉપરથી લીધેલી નથી-કલ્પિત

જણાયછે. સૂત્રધાર કવિના નામોચ્ચારની કવિતા બોલેછે તે બંનેમાં એકજ છે. નાગાનંદનાટક પણ આ મહારાજ કવિએ રચ્યુંછે તેમાં પણ નાગાનંદ નાટકના નામ જેટલોજ ફેરફાર કર્યોછે. બાકી આખો શ્લોક ઉપરના બે ગ્રંથોમાં છે તેજ છે. આ પ્રમાણે ત્રણ ગ્રંથનો કર્ત્તા તે મહારાજ શ્રીહર્ષવર્ધન છે. આ મહારાજના દરબારમાં બાણભટ્ટ, મયૂર અને માતંગદિવાકર એવા સમર્થ કવિઓ હતા, અને તેમને તે ધનનો સારો આશ્રય આપતો હતો. કારણ પોતે કવિ હોવાથી તેમની બુજ સારી કરી શકે એમાં નવાઇ નથી. કવિતા કરવાથી ધનની પ્રાપ્તિ થાયછે એમ બતાવવા જતાં કાવ્યપ્રકાશના કર્ત્તા મંમટે એમ લખ્યું કે બાણે રત્નાવલી રચીને તેમાં પોતાના સ્વામી શ્રીહર્ષવર્ધનનું નામ ધાલ્યું તેથી તેને ધનપ્રાપ્તિ થઇ. એકે લખ્યું તે ઉપરથી બીજાએ પણ લખ્યું. તેઉપરથી શ્રીહર્ષવર્ધન રત્નાવલીનો કર્ત્તા નહિ એમ કેહેવામાં આવ્યું. આ એક તે મહારાજનેવિષે •મહાન્ અન્યાય થયેલો છે. મહારાજ પોતે વિદ્વાન્ અને તેમાં વળી મહાકવિઓ તેના દરબારમાં હોતાં કાવ્યશાસ્ત્રની ચર્ચા જેને ત્યાં ચાલ્યાં કરે તેવા મહારાજને ઉપર લખેલાં પુસ્તક રચવાં કઠિન ગણાય નહિ. બાણભટ્ટે પુસ્તકો રચ્યાં છે તે નીચેપ્રમાણે છે.

૧ કાદંબરી પૂર્વભાગ, ૨ હર્ષચરિતમ્, ૩ ચંડીશતકમ્, ૪ પાર્વતીપરિણયનાટકમ્, ૫ શ્લોકબંધ કાદંબરી. ૬ મુકુટતાડિતકનાટકમ્. આ ટીપમાં કદાપિ કોઇ બીજા બાણે કરેલાં પુસ્તકનું નામ આવી જતું હશે; પણ મહારાજ શ્રીહર્ષવર્ધને જે ત્રણ ગ્રંથ રચ્યા છે તેમાંના કોઇ ગ્રંથનું નામ બાણભટ્ટના ગ્રંથોમાં બીજા વિદ્વાનો દાખલ કરતા નથી.

નાગાનંદનાટકમાં બૌદ્ધમતાનુસાર મંગલાચરણ છે, તેઉપરથી કેટલાક એવી કલ્પના કરેછે કે શ્રીહર્ષ પછવાડેથી બૌદ્ધમતનો થયો હશે. રાજાઓને સર્વ પ્રજા સમાન હોવાથી તેમના જુદા જુદા ધર્મ હોય તોપણ તેમને સરખું માન આપેછે. શ્રીહર્ષવર્ધન વિદ્વાન્ હોતાં તેઓ ધર્મનો દુરાગ્રહ રાખે એમ હોય નહિ. વળી હુએનત્સંગનો પણ તે આશ્રયદાતા કેહેવાયછે, તેથી શાન્તરસના નાટકમાં બૌદ્ધમતનું મંગલાચરણ આવ્યું તેઉપરથી તેણે તે ધર્મ સ્વીકાર્યો હતો એમ કેહેવાય નહિ.

# वत्सदेशना महाराज उदयननो इतिहास.

મહાભારતમાંના પ્રસિદ્ધ પાન્ડુના અર્જુન થયા. તેમના અભિમન્યુ થયા. તે કૌરવ-પાંડવોના યુદ્ધમાં ઘણા યોદ્ધાઓની વચ્ચે ઘેરાઈ જવાથી, સાતમા કોઠામાં મરાયા હતા. તેમના પરિક્ષિત થયા. પરિક્ષિતના જનમેજય થયા; અને તેમના શતાનિક થયા; તેમણે પોતાની રાજધાની હસ્તિનાપુરથી ખશેડીને વત્સદેશમાં કૌશામ્બી નગરીમાં સ્થાપી, અને પોતાના પરાક્રમથી તેમણે દૈત્યદાનવોનો નાશ કર્યો. પછી સ્વદેહે તેઓ સ્વર્ગમાં ગયા હતા. તેમને કોઇ કુમાર હતો નહિ. ત્યારે શાંડિલ મુનિયે એક ચરૂ રાંધી આપીને ખવરાવવાથી રાણી વિસ્રમતિને કુમાર પ્રસવ્યો. તેનું નામ સહસ્રાનિક પાડ્યું. દેવ અને અસુરના યુદ્ધમાં ઇંદ્રને સહાય કરવા માતલી તેડવા આવવા ઉપરથી શતાનિક સ્વર્ગે ગયા હતા. વળી સહસ્રાનિકને રાજ્ય સોંપી, યૌગંધર મંત્રીને મૂકી, પોતાના સેનાપતિ સુપ્રતિકસહિત પોતે ફરીને સ્વર્ગે ગયા હતા. તે ત્યાંજ મરણ પામતાં માતલી તેમને કૌશામ્બીમાં લઈ આવ્યો હતો.

રાક્ષસોનો નાશ થયા પછી, ઇંદ્રે વિજયોત્સવ કર્યો, તે વેળાયે તેમણે પોતાના મિત્ર શતાનિકના પુત્ર અને પોતાના સહાયકારી જાણી સહસ્રાનિકને માતલિ મોકલીને તેડાવ્યા હતા. ત્યાં જતાં નંદનવનમાં સકળ દેવતાઓને અપ્સરાઓ સાથે ક્રીડા કરતા જોઇને પોતાને પણ તેવા પ્રકારની રમત ગમત કરવાનું મન થયું.

ઇંદ્રે તેનો વિચાર જાણીને કહ્યું કે, તમારે માટે પૃથ્વી ઉપર એક કન્યા ઉત્પન્ન થઇ ચૂકી છે, તે તમને વરશે. બ્રહ્માનાં દર્શન કરવા વિધૂમવસુ ગયો હતો અને ત્યાં અલંબુષા દેવાંગના પણ ગઇ હતી. તેઓ બંને પરસ્પર કામાતુર થયાં, તે જોઇને બ્રહ્માએ ઇંદ્રની સામું જોયું એટલે ઇંદ્રે શાપ દીધો કે, તમે બ્રહ્માની સભામાં અવિનય કર્યો માટે પૃથ્વીઉપર અવતાર લેજો.

ચંદ્રવંશમાં વિધૂમ અવતર્યો તે સહસ્રાનિક; અને અયોધ્યામાં કૃતવર્મને ઘેર મૃગાવતી અવતરી તે અલંબુષા. ઇંદ્રને ત્યાંથી સહસ્રાનિક વળી આવતો હતો. ત્યાં તિલોત્તમા તેને મળી, અને

રાજાને થોભવાનું કહ્યું, પણ તેનું ચિત્ત મૃગાવતીમાં ચોંટયું હતું તેથી ગણુકારયું નહિ, એટલે તેને શાપ દીધો કે, જે સ્રીમાં તારૂં ચિત્ત લાગ્યું છે, તેનો તને ૧૪ વર્ષસુધી વિયોગ રેહેશે. માતલી રાજાને પાછો મૂકવા ગયેલો સાથે હતો તેણે આ શાપ સાંભળ્યો, પણ રાજાએ સાંભળ્યો નોહોતો.

કૃતવર્માપાસે તેની કન્યાનું માગું કરવા માણસો મોકલ્યાં. તેવામાં કલાવતિ રાણીને સ્વપ્નમાં એક બ્રાહ્મણે દેખા દઇને એમ કહ્યું કે, તમારી કન્યા સહસ્રાનિકને પરણાવજો. આ બનાવ ઉપરથી રાજાએ આવેલા દૂતોને મૃગાવતીનો નાચ તથા રાગ તથા રૂપ બતાવ્યાં. દૂત પાછો જઈ સહસ્રાનિકને તેડી લાવ્યો અને તેમનું લગ્ન થયું.

રાજાના મંત્રી યોગંધરને ત્યાં યૌગંધરાયણ પુત્ર પ્રસવ્યો. સુપ્રતિક સેનાપતિને ત્યાં રૂમણ્વાન્ નામે પુત્ર અવતરયો; તથા રાજાનો નર્મ મિત્ર હતો તેને ત્યાં વસંતક નામે વસંતઋતુ• સમાન સુત આવ્યો. પછી કેટલેક દિવસે રાજાને ત્યાં પણ મૃગાવતિયે ગર્ભ ધારણ કરયો. એક દાહાડો તેને રક્તસ્નાન કરવાનું દોહદ થયું. રાજાએ લાખ આદિ રંગથી કરેલા રંગીન કુંડમાં તેને ન્હાવાની રચના કરી આપી. ત્યાં ન્હાતાં લાલ થયેલી રાણીને માંસનો લોચો સમજી ગરૂડ ઉપાડી ગયો. રાજાએ ઘણો શોધ કરયો, પણ કશો પત્તો લાગ્યો નહિ. રાજાને શોકાતુર જાણીને માતલી આવ્યો, અને તિલોત્તમાએ ચૌદ વર્ષનો વિયોગ થવાનો શાપ દીધો હતો તે વૃત્તાન્ત કહી સંભળાવ્યો.

આણીગમ, ગરૂડે જીવતું મનુષ્ય જાણીને રાણીને ઉદયાચળ ઉપર મૂકી દીધી. રાણી શુદ્ધિમાં આવી ત્યારે તેણે પોતાની પાસે કોઇ દીઠું નહિ, પણ એક અજગર જોવામાં આવ્યો, તે તેને ગળી જવાની તૈયારીમાં હતો. એટલામાં એક દૈવી મનુષ્યે આવીને તેને માર્યો. એકલી રાણી શોક કરતી હતી, તે સાંભળી એક ઋષિએ આવીને તેને જમદગ્નિના આશ્રમમાં આણી, એટલે તે મુનિને પગે પડી. તેમણે આશીર્વાદ દીધો કે, તને પુત્ર પ્રસવ થશે, અને તારા સ્વામીનો મેળાપ પણ થશે. વળી આકાશવાણી પણ એમ થઈ કે "સર્વજ્ઞ તથા શૂરવીર પુત્ર અવતરશે." થોડા દિવસ પછી પુત્રપ્રસવ થયો, તેને યથાસમયે

સર્વે પ્રકારના સંસ્કાર કરવામાં આવ્યા. ધનુર્વિદ્યા આદિ શાસ્ત્રોમાં નિપુણ કર્યો.

આ કુમારને મૃગાવતીએ રાજાના નામનું અંકિત વલય પેહેરાવ્યું હતું. આ કુમાર જેનું નામ ઉદયન પાડ્યું હતું, તે એક દિવસ વનમાં ફરતો હતો, ત્યાં એક ગારૂડી તેના જોવામાં આવ્યો. તેણે એક સાપ પકડ્યો હતો તે જોઇને સાપ છોડી દેવાની તેણે ગારૂડીને આજ્ઞા કરી; પણ ગારૂડીનો નિર્વાહ તે સાપ રમાડીને ચલવવાનો હતો; તે વાત જણાવી તેણે ક્ષમા માગી; ત્યારે કુમારે તેને પોતાનું વલય આપ્યું અને સાપને મુક્ત કરાવ્યો.

નાગ પ્રસન્ન થઇને બોલ્યો કે "હું વસુનેમિ નાગ છું ને વાસુકીથી મારી પદવી મ્હોટી છે. તેં મારૂં રક્ષણ કરચું માટે હું તને આ એક વીણા આપુંછું અને કદિ સૂકાય નહિ એવો પુષ્પહાર અને ચંદન પણ આપુંછું.

વલય લઇને ગારૂડી નગરમાં ગયો. ત્યાં તે એક વાણિયાને ત્યાં વેચવા લઈ ગયો. રાજાનું નામ તે ઉપર જોઇને સિપાઇયો તેને દરબારમાં લઈ ગયા. ત્યાં તેણે સવિસ્તર વાત કહી. ત્યારે રાજાએ વિચાર્યું કે, આ વલય તો મેં રાણીને આપ્યું હતું, અને તે બીજાની પાસેથી આ ગારૂડીને શી રીતે મળ્યું હશે? આવા પ્રસંગમાં સરસ્વતિયે દેખા દઇને કહ્યું કે, "નૃપ! તારો શાપ હવે મુક્ત થયો છે. અને રાણી ઉદયાચલ પર્વત ઉપર જમદગ્નિને ત્યાં કુમારસહિત કુશલ છે." રાજા આ વાત સાંભળીને ગારૂડીને સાથે લઇને કેટલેક દિવસે આશ્રમમાં જઈ પોહોંચ્યો. અને મુનિને પગે પડતાં, તેમણે તેની રાણી અને કુમાર તેને સ્વાધીન કર્યાં. તેમને લઇને તે પોતાની કૌશામ્બી નગરીમાં આવી પોહોંચ્યો.

ત્યાં આવવા પછી સુખમાં કેટલાક દિવસો નિર્ગમન કરી, વૃદ્ધાવસ્થાને લીધે, પોતાના વૃદ્ધ અમાત્યમંડલ સહિત હિમાચલ પર્વતઉપર શંકરનું ધ્યાન ધરવા જવા માટે પોતાના ઉદયન કુમારને રાજપાટ સોંપ્યું તથા યૌગંધરાયણ, રૂમણ્વાન અને વસંતકને કારભારી બનાવ્યા. જ્યારે ઉદયનને રાજ્યાભિષેક કર્યો ત્યારે આકાશવાણી થઇ કે "આ કુમાર સાર્વભૌમ રાજા થશે."

ઉદયને પોતાનો કારભાર મંત્રીને સોંપી દીધો, અને મૃગયા રમવામાં દિવસ નિર્ગમન કરવા લાગ્યો. એક સમયે તેની ધારણા એમ થઇ કે, વાસવદત્તા જે ઉજ્જયિનીના રાજાની કન્યા છે તે મળે તો સારૂં, પણ તેની સાથે તેને વૈર હતું. આ બાજુએ ચંડમહાસેનના મનમાં આવ્યું કે, કુમારીને યોગ્ય વર તો ઉદયન છે; પણ તે તો મારો શત્રુ છે, તથાપિ તે મૃગયા રમવા બહુ નીકળેછે એટલે તેને ત્યાંથી ઝાલી લાવું; અને યુક્તિથી વાસવદત્તાસાથે તેનું ગાંધર્વ લગ્ન કરી દઊં. આવી ધારણા કરીને, રાજા ચંડિકાના મંદિરમાં જઇને તેની સહાયતા લેવા પ્રાર્થના કરવા લાગ્યો. એટલામાં આકાશવાણી થઇ કે, "તારી ઇચ્છા પૂર્ણ થશે." પછી રાજા પોતાના મંત્રી બુધદત્તસાથે મંત્ર કરીને એક દૂત ઉદયનપાસે મોકલ્યો. તેણે ત્યાં જઇને કહ્યું કે, કુમારી વાસવદત્તાનો તમારી સાથે ગાંધર્વવિવાહ કરવા તમને ત્યાં તેડાવેછે. રાજાએ આ વાત પોતાના મંત્રીને નિવેદન કરી. યૌગંધરાયણ મંત્રી કેહેછે કે, તમે વ્યસની થઇ ગયા છો, એવી વાત જગત્‌માં પ્રસરી છે, તેનું આ પરિણામ છે. તમને વ્યસની જાણી કન્યાની લાલચ બતાવી સ્વાધીન કરી લેશે. ઉત્તરમાં તે બોલ્યો કે, જો તમારી ઇચ્છા હોય તો ચંડમહાસેનને બાંધી લાવું. પછી તેણે દૂતની સાથે કાહાવ્યું કે "જો તમારે કન્યા દેવી હોય તો તેને અહિં મોકલો."

યૌગંધરાયણ કેહેછે કે, ઉજ્જયિનીનો અધિપતિ મહાબલવાન્ છે. તે તમારો બંધાયો બંધાય એવો નથી. એનાઉપર ઇંદ્રની ઘણી કૃપા છે, તેથી ઇંદ્ર દેવે પ્રસન્ન થઇને તેને સ્વપ્નદ્વારાએ જણાવ્યું કે "મારા પ્રતાપથી તારે ત્યાં એક કુમારી અવતરશે."

આપ્રમાણે કેટલાક દિવસ ગયા પછી તેને ત્યાં અપૂર્વ કુમારીનો જન્મ થયો, અને વાસવે તે દીધી તેથી તેનું નામ વાસવદત્તા પાડ્યું. તેના જન્મ સમયે એવી આકાશવાણી થઈ કે "આ કન્યાનો પુત્ર થશે તે કામદેવ જેવો સુંદર, મહાતેજસ્વી અને વિદ્યાધરમાં ચક્રવર્ત્તી થશે."

આવા પરાક્રમી ચંડમહાસેને પોતાની કન્યા દેવાને ઇચ્છા જણાવી છે, તે કદાપિ પોતાની મહત્તા વધારવાને માટે પણ હોય; અને વૃત્તાન્ત જાણતાં તે કન્યાનો વિચાર પણ આપની

સાથે લગ્ન કરવાનો છે, તો એઉપરથી કંઈ સારૂં થવાનું ચિન્હ જણાયછે.

આપ્રમાણે પોતાના પ્રધાનનું કેહેવું સાંભળીને તેની પ્રીતિ વાસવદત્તાઉપર વધવા લાગી.

હવે દૂત જ્યારે ચંડમહાસેનપાસે ગયો અને સર્વે વૃત્તાન્ત નિવેદન કર્યો, ત્યારે ઉદયનને ઉદ્ધત જાણી, પકડી લેવાની યોજના કરી, એક કાષ્ઠના હાથીની રચના કરાવી; કેમકે હાથિયો પકડવાનો ઉદયનને બહુ શોક હતો. તે હાથી વનમાં લઈ આવ્યા અને તેને જોઇને ઉદયનનાં જે મનુષ્યો મૃગયાના શોધને-માટે ફરતા હતા તેમણે તેને સમાચાર કહ્યા, એટલે તેને વશ કરવાને પોતે ચડી આવ્યો. હાથી પણ યંત્રરચનાને લીધે હલન ચલન કરવા લાગ્યો, તે જોઇને રાજા લોભાયો અને તેને વશ કરી લેવા માટે તેની પછવાડે લાગ્યો. સમીપ જતાં તેમાં સંતાઈ પેઠેલા માણસોએ તેને ઝાલી લીધો, અને ઉજ્જયિની લઈ ગયા. ત્યાં વાસવદત્તા તેના સ્વાધીનમાં કરીને તેને ગાયન-વિદ્યા શીખવવાને સૂચના કરી.

કુમારીને જોઇને ઉદયન ઘણો પ્રસન્ન થયો, અને તેને ગાંધર્વશાલામાં સંગીત વિષય શીખવવા લાગ્યો. આ સમયે તેને ઘોષવતી વીણા, કંઠમાં મધુર સ્વર અને સમીપમાં વાસવદત્તા એ ત્રણ વિષય આનંદદાયક થઈ પડયા હતા.

આણીગમ યૌગંધરાયણ વસંતકને લઇને પોતાના રાજાને છોડાવવાની ધારણાથી ત્યાં આવ્યો. યોગેશ્વર નામના બ્રહ્મરાક્ષસે યૌગંધરાયણને રૂપ પલટાવવાની યુક્તિ શીખવી. તેપ્રમાણે તેણે નવું રૂપ ધારણ કર્યું, અને વસંતકને પણ તેવોજ બનાવ્યો. વાસવદત્તા અને ઉદયનના જાણવામાં આ વાત આવી એટલે યૌગંધરાયણને બોલાવવામાટે એક ચેટી મોકલી. તેપ્રમાણે તે ત્યાં ગયો. રાજાએ તેને ઓળખ્યો. પછી વાસવદત્તાને સરસ્વતી પૂજનની સામગ્રી લેવા મોકલી એટલે યૌગંધરાયણે બેડી તોડવાનો મંત્ર ઉદયનને બતાવ્યો તથા વાસવદત્તાને વશ કરવા તેની વીણામાં વશીકરણનો મંત્ર નાંખ્યો અને કહ્યું કે મહારાજ! વસંતક પણ અહિં આવ્યો છે. તે વેશ બદલીને રાજદ્વાર આગળ ઉભો છે. આમ કહીને ગંધર્વશાલાની બાહાર નીકળી ગયો.

વાસવદત્તા પૂજનની સામગ્રી લઇને આવી, તેને કહ્યું કે આપણા દ્વાર પાસે એક બ્રાહ્મણ આવ્યો છે, તેને દક્ષિણા આપો. વાસવદત્તાએ તેને બોલાવ્યો. તેનો રમકડા જેવો દેખાવ જોઇને તે ઘણી પ્રસન્ન થઈ, અને રાજાની પણ ઈચ્છા હતી, તેથી રસિક વાતો કહી સંભળાવવા માટે તેને ત્યાંજ રાખ્યો.

વાસવદત્તાનો પ્રેમ ઉદયન ઉપર ઘણો વધવા લાગ્યો, એવું જ્યારે યૌગંધરાયણના જોવામાં આવ્યું, ત્યારે વસંતક ને વત્સરાજ એકલા હતા, તે સમયે તેને કહ્યું કે, આપને ચંડમહાસેને કપટથી બાંધ્યાછે, તો આપણે એની કન્યાનું હરણ કરી જઇયે એમાં આપણી શોભા છે. માટે વાસવદત્તાની હાથણી ભદ્રાવતી ઉપર સ્વાર થઇને આપણે જતા રેહેવું. એ હાથણીના મહાવતને મેં ધન આપીને વશ કરી લીધો છે. વળી તેને રાજહસ્તી વિના બીજો કોઇ પોહોંચી શકે તેમ નથી; પણ તે તો હાથણીને જોઇને નિર્બલ થઇ જાયછે. વળી મ્હોટા હાથીના મહાવતને દારૂ પાઈ મસ્ત બનાવી દેવો એટલે તે પણ નિરૂપયોગી થઇ પડશે. હું આગળ જઇને આપણો ભિલ્લરાજા મિત્ર છે તેને જાપતો રાખવાને સૂચવુંછું. આ વાત વત્સરાજને માન્ય થતાં તે વિદાય થયો અને વાસવદત્તા આવતાં તેને જણાવ્યું. તેનો પ્રેમ પૂરો હતો તેથી તેણે પણ એ વાત માન્ય કરી, અને મહાવતોને તેડાવીને ખૂબ દારૂ પાઇને મસ્ત બનાવ્યા. આષાટક પોતાની હાથણીને લઇને રજુ થઈ ગયો એટલે વાસવદત્તા, તેની દાસી કાંચનમાલા, વત્સરાજ અને વસંતક તેઉપર ચડીને રવાને થઈ ગયાં. કિલ્લાના રક્ષક વીરબાહુ અને તાલભટ્ટ નામના રાજકુમાર ઉભા હતા, તેમને વત્સરાજે ઠેર કર્યા.

ચંડમહાસેનને જાણ થતાં તેની સૂચનાથી એક પાલક નામે કુંવર રાજહસ્તીઉપર બેશીને પાછળ દોડયો. તે લગભગ આવ્યો એટલે વત્સરાજે લડવાની તૈયારી કરી, પણ હાથણીને જોઇને હાથીજ શિથિલ થઈ ગયો અને આગળ વધ્યો નહિ. પછવાડેથી ગોપાલ નામે બીજો કુમાર આવી પોહોંચ્યો, તે તો પોતાના ભાઇને સમજાવીને પાછો તેડી ચાલ્યો. વત્સરાજ આગળ વધ્યો અને સવાર થતાં તો સાઠ યોજન આવી પોહોંચ્યો અને નીચે ઉતરીને હાથણીને પાણી પાયું અને તેની ચાકરી કરી, પણ

થાકથી તે મરણ પામી. તે સમયે આકાશવાણી થઈ કે, "હે રાજા! હું વિદ્યાધરની માયાવતિ નામની સ્ત્રી હતી, પણ મને શાપ લાગ્યો હતો તેથી હાથણીના રૂપમાં હતી. મેં આપ્રમાણે તારૂં શ્રેય કરચું અને હજી પણ તારા પુત્રનું શ્રેય કરીશ. વાસવદત્તા મનુષ્ય પ્રાણી નથી, પણ દેવાંગનાના શાપને લીધે મનુષ્યમાં જન્મી છે." રાજાએ આહિંથી વસંતકને વિંધ્યપર્વતમાં રેહેનારા પોતાના મિત્રને બોલાવવા મોકલ્યો, તેટલામાં લૂટારાનું ટોળું આવી પોહોંચ્યું, પણ તેને તેણે પરાજય કરી નાંખો, અને યૌગંધરાયણ આદિ ત્યાં આવીને હાજર થઈ ગયા. થોડા દિવસ રહ્યા એટલામાં ચંડમહાસેનના દૂતે પણ આવીને તેમની પ્રસન્નતા નિવેદન કરી દીધી. તે બોલ્યો કે "અમારા મહારાજ વાસવદત્તા આપને પરણાવવાના હતા, પણ આપ તેમનું કેહેવું અમાન્ય કરો તો અપમાન થાય તેથી બોલતા નોહોતા, માટે હંમણાં તેમણે કહ્યું છે કે, હવે જે થયું છે તે મારી ઇચ્છાને અનુસરતું થયું છે. મારો કુમાર ગોપાલક ત્યાં આવીને તમારાં વિધિપૂર્વક લગ્ન કરશે." આ સાંભળીને વાસવદત્તા પણ ઘણી પ્રસન્ન થઈ. પછી અતિઉત્સાહમાં તે પોતાની નગરીમાં ગયો. થોડો સમય ગયા પછી કુમાર ગોપાલક આવ્યો. તે સમાચાર જાણી વાસવદત્તા સહવર્ત્તમાન રાજા તેની સામો ગયો. બીજે દિવસે લગ્નસમારંભ થયો. યૌગંધરાયણે આવા ઉત્સવના પ્રસંગમાં સર્વે પ્રસન્ન રેહે એવી ગોઠવણ કરી, અને વિવાહનું શુભ કાર્ય ઉત્તમ પ્રકારે પરિપૂર્ણ કરચું.

વાસવદત્તાને તેના ભાઈ ગોપાલકે એક અતિસુંદર રાજકન્યા રૂપિણી નામની સોંપી હતી, પણ તે જો રાજાના જાણવામાં આવે તો વિપરીત થાય એમ સમજીને તેનું નામ ફેરવીને મંજુલિકા રાખી તેને પોતાના અંતઃપુરમાં ગુપ્ત રાખી હતી. એક દિવસે એવો બનાવ બન્યો કે, તે વાટિકામાં ફરતી હતી તેવામાં રાજા અને વસંતક ત્યાં ફરતા ફરતા આવી પોહોંચ્યા. તે તેનું રૂપ જોઇને પ્રસન્ન થઇ ગયા અને રાજાએ તેની સાથે ગાંધર્વવિવાહ કરચો. વાસવદત્તા આ જોઇ ઘણી કોપાયમાન થઇ અને વસંતકને કારાગૃહમાં પૂરચો. વાસવદત્તાનો કોપ શમાવવા રાજનગરની શાંકૃત્યા નામની આર્યા ઘણી ડાહી હતી, તેની

પાસે રાજા ગયો અને સર્વે વર્ત્તમાન કહી સંભળાવ્યો; એટલે તેણે વાસવદત્તાને સમજાવીને ઠેકાણે આણી; ત્યારે રાજા ઉપર તે પ્રસન્ન થઇ, અને વસંતકને મુક્ત કર્યો.

આપ્રમાણે વત્સરાજ વાસવદત્તાના સુખ સમાગમનો અનુભવ કરવામાં નિમગ્ન રેહેતાં, રાજ્યનો બધો ભાર યૌગંધરાયણ અને રૂમણ્વાનને સ્વાધીન કરી દીધો. આવો પ્રસંગ જોઈ મંત્રિયે રૂમણ્વાનને એકાંતમાં બોલાવીને કહ્યું કે, પાંડુવંશમાં ઉત્પન્ન થએલા રાજાની સર્વે ભૂમિ છે, અને રાજધાની તો હસ્તિનાપુર હતી. પણ આ રાજાના પ્રમાદ અને વ્યસનથી સર્વે ખોઇ બેઠા છે, અને માત્ર આટલાજ દેશ ઉપર રાજ્ય ચાલેછે. માટે હવે આપણે એવો ઉદ્યમ કરવો જોઇયે કે આપણા રાજાને સાર્વભૌમત્વ પ્રાપ્ત થાય.

હવણાં તો *પ્રદ્યોત જે મગધ દેશનો રાજા છે તે આપણો શત્રુ છે. એણે પોતાની કુમારી પદ્માવતી આપણા રાજાને દેવા પ્રથમ ના કહી હતી, કારણ કે વાસવદત્તાઉપર ઘણી પ્રીતિ હોતાં તેની પુત્રીનું માન થાય નહિ. પણ હવે આપણે એમ કરિયે કે, વાસવદત્તાને ગુપ્ત ઠેકાણે રાખીને તેનો મેહેલ બાળી નાંખિયે, અને એમ વાત ચલાવિયે કે, તે તો બળી મુવાં. પછી પદ્માવતીનું માગું કરીશું તો પ્રદ્યોત તે તુરત માન્ય રાખશે. અને વત્સરાજ પણ રાણી વિનાના હોતાં પરણશે. આપ્રમાણે તે આપણા પક્ષમાં આવી જતાં, પૂર્વ ભણીના દેશ સ્વાધીન કરી લઈશું, એટલે વત્સરાજ સાર્વભૌમ રાજા થનાર છે, એવી આકાશવાણી સફળ થશે. રૂમણ્વાન કેહે કે, આપણા રાજા વાસવદત્તામાં આટલા બધા આસક્ત છે તે તેના વિયોગથી જીવી શકે એમ નથી. યૌગંધરાયણ કેહે કે, કાર્યસાધકોને ક્લેશ પણ સહન કરવો પડેછે; પણ રૂમણ્વાનને આ વાત ગમી નહિ, તેથી તેણે વાસવદત્તાના ભાઈ ગોપાલકને બોલાવીને તેની સલાહ લેવાની સૂચના આપી. તેપ્રમાણે તેને બોલાવીને રહસ્યની વાત કહી. તે સાંભળીને દુર્ઘટ કામ છતાં પણ તેમાં રાજાનું હિત જાણી હા તો ભણી, પણ બોલ્યો કે, કદાપિ રાજા વાસવદત્તાના

* નાટિકામાં વાસવદત્તાને પ્રદ્યોતની પુત્રી ઠરાવી છે. જુવો પૃષ્ઠ ૮.

મૃત્યુના સમાચાર સાંભળીને મરવા તૈયાર થાય તો કેમ કરવું? યૌગંધરાયણ કેહે કે, તેનું બધું બની આવશે.

પછી મગધની સીમા ઉપર વત્સરાજનું લાવણક ગામ હતું ત્યાં મૃગયા રમવાને મિષે જવું, અને વાસવદત્તાના અંતઃપૂરને આગ લગાડી, તેમને પદ્માવતીના રાજભુવનમાં સંતાડી રાખવાં, એવો વિચાર કર્યો.

સંકેતપ્રમાણે રાજાની વૃત્તિ કરાવીને લાવણક ભણી જવાની બધી ગોઠવણ કરી, એટલામાં, નારદમુનિ ત્યાં આવી પોહોંચ્યા. તેમણે વાસવદત્તાને કહ્યું કે, પુત્રિ! તારે એક મનોહર પુત્ર થશે. વત્સરાજને કહ્યું કે, રાજન્! તમારે તમારા કારભારીની સલાહપ્રમાણે વર્ત્તવું, એથી તમને ઘણી સમૃદ્ધિ મળશે. આમ કરવામાં થોડા સમયસુધી દુઃખ વેઠવું પડશે, પણ તે વેઠવું. આમ કહી તેઓ અંતર્ધાન થઇ ગયા. આ બનાવથી પણ યૌગંધરાયણ આદિ, કાર્યસિદ્ધિવિષે નિશ્ચય થવાથી, ધારણાપ્રમાણે કરવાને પ્રવૃત્ત થયા. જ્યારે તેઓ લાવણક જઇ પોહોંચ્યા, ત્યારે મગધેશ્વરને તે સમાચાર પોહોંચતાં તેને ઘણી બીક લાગી, એટલે પોતાનો એક દૂત યૌગંધરાયણ પ્રતિ મોકલ્યો. તેણે તેને ઘણું માન આપ્યું. વત્સરાજ તો મૃગયાને માટે આખો દિવસ ફરતા હતા, તેવા સમયમાં એક પ્રસંગે ગોપાલક આદિએ વાસવદત્તાને પોતાનું રહસ્ય સમજાવ્યું અને વિયોગદુઃખ પોતાને સહન કરવાનું હતું, પણ પોતાના પતિનું ભવિષ્યમાં સારૂ થવાનું સમજી તેણે તે વાત સ્વીકારી. યૌગંધરાયણે વાસવદત્તાને રૂપ પલટાવવાનો મંત્ર શીખવ્યો, તેપ્રમાણે તેણે બ્રાહ્મણીનું રૂપ ધારણ કરયું. વસંતક એક આંખે કાણો બન્યો અને યૌગંધરાયણે વૃદ્ધનો વેશ ધારણ કર્યો. પછી ત્રણે જણાં મગધ દેશમાં ગયાં. અહિં સંકેતપ્રમાણે રૂમણ્વાને અંતઃપુર બાળી નાંખ્યું.

ઉપરનાં ત્રણે જણ મગધ પોહોંચતાં રાજકન્યા પદ્માવતી વાડીમાં ફરતી હતી, ત્યાં જઈ પોહોંચ્યાં. વાસવદત્તાને જોઇને તે કુમારી ઘણી પ્રસન્ન થઈ, અને યૌગંધરાયણને એકાન્તમાં કહ્યું કે, બ્રાહ્મણ! આ તમારી પુત્રી છે? તમે શામાટે અહિં આવ્યા છો? તે બોલ્યો, હા એ અમારી પુત્રી છે, એનું નામ અવંતિકા છે. એનો પતિ વ્યસની હોતાં એને તજીને કહિંક જતો રહ્યો છે.

માટે જો આપ એને આપની પાસે રાખો તો હું એના પતિનો શોધ કરૂં. આ કાણિયો છોકરો એનો ભાઈ છે, તે પણ એની સાથેજ રેહેશે કે, એને કોઈ પ્રકારે મુંઝવણ થાય નહિ. પદ્માવતી આ બંનેને લઇને પોતાને મેહેલ ગઈ. ત્યાં રામચંદ્રજીની લીલાનાં ચિત્ર ચિત્રેલાં હતાં. તેમાં સીતાનું દુઃખ જોઇને વાસવદત્તા પોતાનું વિરહદુઃખ સહન કરવા લાગી. પદ્માવતી એનું અતિશય રળિયામણું મુખ અને સુંદર દેખાવ જોઇને તથા તેના કોમળપણાઉપર વિચાર કરીને તેની સેવા કરવા લાગી. અને મનમાં વિચાર આવવા લાગ્યો કે, વિરાટ રાજાના મેહેલમાં દ્રૌપદી રહ્યાં હતાં તેમ આ પણ કોઈ હશે. વળી વિશેષ કારણ એ બન્યું કે, વત્સરાજ પાસેથી માલા ગુંથતાં અને તિલક બનાવતાં વાસવદત્તા શીખી હતી તેપ્રમાણે બંને વાનાં પદ્માવતી ધારણ કરીને પોતાની માતાપાસે ગઈ. તે જોઇને તેના લક્ષમાં પણ એમ આવ્યું કે, આ કોઈ દેવાંગના હશે, અને વેશ બદલીને રહી હશે, માટે તેની સારીપેઠે સેવા કરવા માટે રાણિયે પણ ભલામણ કરી.

યૌગંધરાયણે મગધના રાજા ભણી દૂત મોકલીને પદ્માવતી દેવાની માગણી કરી. તે દેશ કાલ જોઇને વર્ત્તવાવાળો હતો, તેથી તેણે તે માગણી માન્ય રાખી. અહિં વત્સરાજે પણ યૌગંધરાયણની સલાહપ્રમાણે વર્ત્તવાને સ્વીકારયું અને ગોઠવણ થઈ ગઈ. તે પ્રમાણે વિવાહની ધામધૂમ મચી રહી, અને વત્સરાજ વર બનીને ત્યાં જઈ પોહોંચ્યા. તેનું સૌંદર્ય જોઇને મગધ દેશિયો ઘણા પ્રસન્ન થયા. વરકન્યાનું જોડું પરણ્યું અને વિવાહરીતિ થઈ રહ્યા પછી કન્યા લઇને તેઓ પાછા વિદાય થયા. સાથે વાસવદત્તા પણ હતી. તે મેલાણમાં પોહોંચતાં પોતાના ભાઇના તંબુમાં દાખલ થઈ અને તેની કોટે બાઝીને ઘણી રોઈ. યૌગંધરાયણ અને રૂમણ્વાન પણ આવી પોહોંચ્યા.

માલા અને તિલક જોઇને રાજાને ભ્રમ પડ્યો હતો કે, એ કૃતિ તે કોની? તેથી તેણે પદ્માવતીને પૂછ્યું. તેણે કહ્યું કે, મહારાજ! મારે ત્યાં એક બ્રાહ્મણ પોતાની પુત્રી અવંતિકા મૂકી ગયો હતો, તેની કારીગરીનો પ્રસાદ છે. આવું સાંભળી તે ગોપાલકના તંબુમાં ગયો તો ત્યાં તો યૌગંધરાયણ, રૂમણ્વાન,

વસંતક અને વાસવદત્તા બેઠાં હતાં. પોતાના સ્વામીનાં દર્શન થવાથી દેવી વાસવદત્તા ઘણી પ્રસન્ન થઇ. અન્યોન્ય ખેદ થયા વિના રહ્યો નહિ, ત્યારે યૌગંધરાયણે ખુલાસો કર્યો કે, આપ મગધરાજકન્યા પરણો તો સાર્વભૌમ રાજા થાઓ. માટે મેં આ બધી ગોઠવણ કરી હતી.

પછી સર્વે પોતાની નગરીમાં આવ્યા અને નાના પ્રકારના વિચારથી આસપાસના દેશો જીતી લઇને સાર્વભૌમત્વ પ્રાપ્ત કરી લીધું.

પછી કેટલેક સમયે વાસવદત્તાને નરવાહનદત્ત નામનો કુમાર અવતર્યો.

આ સમયે તક્ષશિલા નામના નગરમાં કલિંદત્ત નામનો જૈનધર્મી રાજા હતો તેને તારાદત્તા નામની રાણી હતી. તે રૂપવતી અને ગુણશીલ હતી. તે જ્યારે ગર્ભવતી થઈ ત્યારે બનાવ એમ બન્યો કે, ઇન્દ્રને ત્યાં ઉત્સવની સભા હતી તેમાં સુરભિદત્તા નામની અપ્સરા નંદનવનમાં પોતાના વિદ્યાધર વલ્લભની સાથે મત્ત થયેલી હોવાથી હાજર થઇ શકી નહિ, એટલે તેને શાપ દીધો કે, "તું કુડાં કર્મથી નીચતા પામી માટે મૃત્યુલોકમાં અવતરીશ અને ત્યાં સુકૃત્ય કરીને પવિત્ર થઇશ ત્યારે સ્વર્ગમાં પ્રવેશ પામીશ."

શાપપ્રમાણે તે અપ્સરા તારાદત્તાને પેટ અવતરી. પુત્રની આકાંક્ષાવાળા રાજાને આથી સંતોષ થયો નહિ પણ તેને કેહેવામાં આવ્યું કે, આ અલૌકિક કન્યા છે તેથી સારૂંજ થશે, માટે શોચ કરશો નહિ. કલિંગદત્ત નામના એક વૃદ્ધ વિદ્વાને તેને બોધ કર્યો કે કન્યા આ લોકમાં અને પરલોકમાં કલ્યાણકારી છે. પ્રાચીન સમયે કુંતિભોજ રાજા પોતાની કન્યા કુંતાનેલીધે દુર્વાસા ઋષિના કોપથી બચી ગયો હતો. સંસારનો લાવો કન્યાથી મળેછે એ આદિ કેટલોક બોધ કરવા ઉપરથી રાજાનું મન રીઝયું અને એજ બ્રાહ્મણના નામ ઉપરથી તેનું નામ કલિંગસેના પાડયું. ચંદ્રકલાની પેઠે તે કન્યા વૃદ્ધિ પામવા લાગી અને પોતાના પિતાના વિહારમંડપમાં અને લતાગૃહોમાં બાલક્રીડા કરવા લાગી. એક સમયે મયદાનવની પુત્રી સોમપ્રભા આકાશ માર્ગે ગમન કરતી હતી, તેવામાં આ કન્યા તેની દષ્ટિએ પડી અને તેનું અતિ રૂપ જોઇને તથા સ્વાભાવિક તેના ઉપર પ્રીતિ થવાથી તેના મ-

નમાં એમ આવ્યું કે, પૂર્વે આ કોઈ મારી સંબંધી હશે, માટે આ સમયે હું એનો સહવાસ કરૂં. એમ વિચારીને માનવ સ્ત્રીનું રૂપ ધારણ કરી આકાશમાંથી હેઠે ઉતરી. અને ધીમે ધીમે તેની પાસે ગઈ. કલિંગસેના પણ તેનું અલૌકિક રૂપ જોઇને ચકિત થઈ ગઈ અને તેના માનાર્થે પોતાના આસન ઉપરથી ઉઠીને પોતાની પાસે બેસાડી અને તેનું નામ ઠામ પૂછવા લાગી. ત્યારે સોમપ્રભા બોલી કે, એ વાત હું હમણાં નહિ કહું; પણ એક વાર તો આપણે મિત્રાઈ બાંધિયે, એમ કહી એક બીજાનો હાથ મેળવ્યો તથા નાનાપ્રકારની વાતો કરી એક બીજાથી છૂટાં પડયાં. સોમપ્રભા વિમાનમાં બેશી આકાશ માર્ગે ચાલી ગઈ તે જોઈ કલિંગસેનાને બહુ આશ્ચર્ય લાગ્યું અને ધાર્યું કે એ કોઇ દેવાંગના અથવા વિદ્યાધરી હશે. આવી જાતિના સહવાસથી ઘણા મનુષ્યોને લાભ થયેલા છે, તો હું પણ પોતાને ધન્ય ગણુંછું. બીજે દિવસે સોમપ્રભા પોતાનો કરંડિયો લઇને પાછી કલિંગસેનાની પાસે આવીને હાજર થઈ. કલિંગસેનાનો પણ અપૂર્વ પ્રેમ થયો, તેથી તે કેહેવા લાગી કે પૂર્વજન્મમાં આપણો સંબંધ ઘણો ઘાડો હશે, માટે તે વાત જો તને સૂઝતી હોય તો મને કેહે. તે બોલી, એ વાત મને સૂઝતી નથી. પછી કલિંગસેનાના પૂછવાથી તે બોલી કે, મયદાનવ મારો પિતા થાય. તે વિંધ્યાચલની ગુફામાં દૈત્યોના ભયથી એક માયાગૃહ બનાવીને તેમાં વસતા હતા. કારણ તેમણે દાનવપણું છોડી દીધું હતું અને ભગવાનના ભક્ત થયા હતા. અમે બે બેહેનો છિયે, તેમાં સ્વયંપ્રભા મ્હોટી છે. તે બાલબ્રહ્મચર્યવ્રત ધારણ કરીને પિતા પાસેજ વશેલી છે. મને કુબેરના પુત્ર નલકુબેરવેરે પરણાવી છે. આ મારી પાસે જે કંડિયો છે તેમાં માયાવી યંત્રો છે અને તે મારા પિતાની રચના છે. આ યંત્રો જોવામાં કલિંગસેના એવી લીન થઈ ગઇ કે ખાવાપીવાનું ભૂલીને તેનીજ પછવાડે તે પોતાની વેળા ગાળવા લાગી. બીજે દિવસે જ્યારે સોમપ્રભા આવી ત્યારે તેને પોતાના માતાપિતા પાસે તેડી જઇને ઓળખાણ કરાવ્યું. આપ્રમાણે સહવાસ થતાં સોમપ્રભા તેને જ્યાં જ્યાં લઇ જાય ત્યાં ત્યાં લઇ જવાને આજ્ઞા આપી, તેથી તે પોતાની બેહેન સ્વયંપ્રભા પાસે તેને તેડી ગઇ, એટલે નાના પ્રકારનાં ફલ તેના

મ્હોં આગળ લાવીને મૂકયાં અને કહ્યું કે, જે આ ફળ ખાય તેને કોઈ દિવસ વૃદ્ધપણું આવે નહિ. આવું જાણીને કલિંગસેનાએ તે ફલ ખાધાં અને પોતે બહુજ રસમાં લીન થઈ ગઇ. પાછાં આવ્યા પછી તેણે પોતાનાં માતપિતાને આ સર્વે વૃત્તાન્ત કહી સંભળાવ્યો. એપ્રમાણે એ બંને સખિયો દિવસ નિર્ગમન કરવા લાગી. એક દિવસે સોમપ્રભાએ તેને કહ્યું કે જ્યાંસુધી તું પરણી નથી ત્યાંસુધી આપણો સહવાસ રહેશે. પણ હું તને એટલું કહુંછું કે કોઇ ગુણી વર ખોળી કાહાડી તારે પરણવું; કારણ કે સુખની પ્રાપ્તિ ત્યારેજ થાયછે.

એક સમયે તે સોમપ્રભાની રાહ જોતી વાડીમાં બેઠી હતી, તેવામાં આકાશ માર્ગે ગમન કરનાર કોઈ વિદ્યાધરની દૃષ્ટિએ પડી; અને તે કોઈ દેવાંગના હશે એમ ધારી તેની સાથે લગ્ન કરવાની ઇચ્છા થઇ, અને વિદ્યાદેવીનું ધ્યાન ધરી વિચાર્યું તો તેને જણાયું કે આ કોઇ દેવાંગના શાપનેલીધે માનવ અવતરી છે. પછી તેને મેળવવાને શંકરની ઉપાસના કરવા માંડી. મહાદેવ તેનાઉપર પ્રસન્ન થઇને બોલ્યા કે, એ કન્યા તો વત્સરાજને વરવાની ઈચ્છા ધરાવેછે અને તે પણ એમજ ઇચ્છેછે. પણ પ્રસિદ્ધ રીતે તેની તે માગણી કરી શકતો નથી. વળી તેની સખી સોમપ્રભાએ પણ વત્સરાજનાં તેના આગળ ઘણાં વખાણ કર્યાં છે; માટે વત્સરાજનું રૂપ ધારણ કરવામાં તારૂં કાર્ય થશે. કલિંગસેનાનાં વખાણ સાંભળી ઘણા રાજાઓએ માગાં મોકલ્યાં હતાં, પણ તેના પિતાએ તો શ્રાવસ્તી નગરીના રાજા પ્રસેનનું માગું માન્ય રાખ્યું હતું. આ વાત જ્યારે નક્કી થઇ ત્યારે કલિંગસેનાએ સોમપ્રભાને કહી. તેને ઘણું અપ્રિય લાગ્યું અને બોલી કે એ રાજા તો વૃદ્ધ છે; તેવાની સાથે લગ્ન કરવું યોગ્ય નથી. તારેમાટે તો વત્સદેશનો અધિપતિ ઉદયન રાજા યોગ્ય છે. ભૂમિતલમાં રૂપ, ગુણયુક્ત, વિદ્યા અને ધને વૃદ્ધિ પામેલો બીજો એકે નથી. એનું વય પણ તારા યોગ્ય છે. માટે એજ તારે યોગ્ય વર છે. આવું સાંભળીને કલિંગસેનાનું મન વત્સરાજ ઉપર ચોટયું અને તેના સંબંધી જે જે જાણવાનું તે તેણે પોતાની સખી પાસેથી જાણી લીધું અને બોલી કે સખિ! તારા કથન ઉપરથી તો મારૂં મન ઉદયન મહારાજને વરવાને દૃઢ થઇ ગયું છે. પરંતુ મારાં માતપિતાનો

વિચાર તો તારા જાણવામાં છે. માટે તારી સહાયવિના મને કાંઇ સૂઝ પડે એમ નથી.

છેવટે તેની સખી તેને કૌશામ્બી નગરીમાં લઈ ગઇ. તેનો અને રાજાનો સમાગમ થતાં રાજાની વૃત્તિ તેને પરણવાની થઈ, પણ યૌગંધરાયણ પ્રધાને તેથી સારૂં પરિણામ થશે નહિ એમ સમજી યોગ તોડી નાંખવાનો શ્રમ કર્યો. તે એવી રીતે કે રાજાએ સત્વર પરણવાને માટે જોશિયોને બોલાવીને મુહૂર્ત્ત નક્કી કરવાનું કેહેતાં યૌગંધરાયણની સૂચનાથી લગ્ન પાસે આવતુંજ નથી એમ ઠરવા ઉપરથી કલિંગસેના પોતાના બાપને ત્યાં પાછી ગઈ અને તેનું લગ્ન મહાદેવની ઇચ્છા પ્રમાણે વિદ્યાધરની સાથે થયું.

# रत्नावली.

## अंक १ लो.

### પાત્ર.

સૂત્રધાર.—નાટક કરનાર.
નટી.—તેની સ્ત્રી.
ઉદયન, વત્સરાજ —વત્સદેશનો રાજા.
વાસવદત્તા, દેવી.—તેની રાણી.
યૌગંધરાયણ.—તેનો મુખ્ય પ્રધાન.
રૂમણ્વાન.—તેનો સેનાપતિ.
બાભ્રવ્ય.—તેનો કંચુકી.
વસંતક, વિદૂષક.—તેનો નર્મ મિત્ર.
આમ્રલતિકા, મદનિકા ..., કાંચનમાલા. —દેવીની દાસિયો.
સાગરિકા, રત્નાવલી —સિંહલેશ્વરની કુમારી.
વસુભૂતિ.—સિંહલેશ્વરનો અમાત્ય.
સુસંગતા.—રાણીની દાસી ને સાગરિકાની સખી.

## सूचन.

સિંહલેશ્વરના રાજાની કન્યા રત્નાવલી જેને પરણે તે ચક્રવર્ત્તી રાજા થાય, એવું કોઈ સિદ્ધનું વચન જાણીને, પોતાના સ્વામીનું શ્રેય કરવાની ઇચ્છાથી, તે ન જાણે એમ, યૌગંધરાયણ, બાભ્રવ્ય કંચુકીને રત્નાવલીનું માગું કરવા માટે સિંહલેશ્વર પાસે મોકલેછે. તેપણ પ્રસન્ન થઇને પોતાની કુમારી ઉદયન રાજાને દેવાને માટે, પોતાના અમાત્ય વસુભૂતિની સાથે, બાભ્રવ્યસહિત મોકલી દેછે.

સમુદ્ર ઓળંગતાં વાહાણ ભાગેછે, એટલે રત્નાવલી પોતાના સાથથી વિખૂટી પડી જતાં પણ, એક પાટિયાના આશ્રયથી ઉગરી, કૌશામ્બિના એક વાણિયાને હાથ તેવી સ્થિતિમાં આવી જતાં, તેની કોટમાં મૂલ્યવાન રત્નમાલા જોઇને, આ કોઈ રાજવંશી હશે એમ સમજીને, સર્વ વૃત્તાન્ત તે યૌગંધરાયણને નિવેદન કરેછે. યૌગંધરાયણ આ કન્યાને દેવી વાસવદત્તાના સ્વાધીનમાં કરેછે, તે એવી ધારણાથી કે, અંતઃપુરમાં રેહેવાથી તે રાજાની દૃષ્ટિએ પડશે, અને તેનામાં ઉચ્ચ કુળની સુંદરતા તથા લાવણ્યતા હોવાથી અન્યોન્યની સ્વાભાવિક પ્રીતિ બંધાશે, એટલે આપણી ધારણા પરિપૂર્ણ થશે.

બાભ્રવ્ય અને વસુભૂતિ પણ સમુદ્રમાંથી બચતાં, સેનાપતિ રૂમણ્વાન જે કોશલ દેશ જીતવા ગયો હતો તેના ભેગા થાયછે. આ સમયે વસંત ઋતુ હોતાં, રાજા તે પ્રસંગને યોગ્ય વસ્ત્રાલંકાર ધારણ કરીને ઉત્સાહ પ્રવર્ત્તાવેછે. આખા નગરમાં પણ તેવોજ ઉત્સવ મચી રહ્યો છે. રાજા અને વિદૂષક તે જોવાથી પ્રસન્ન થઇને, તે પ્રસંગના વિચાર એક બીજાને જણાવેછે, અને મદનિકા તથા આમ્રલતિકા રાજાની પાસે પ્રવેશ કરી નૃત્યસહિત ગાયન કરેછે, અને વિદૂષક પણ તેમના ભેગો ભળવાથી ગમતમાં વધારો થાયછે. ત્યાર પછી, આ બંને દાસિયો સાથે દેવિયે સંદેશો કાહાડ્યો હતો તે તેઓ નિવેદન કરેછે કે, "ભગવાન કામદેવની પૂજા મકરંદોદ્યાનમાં કરવાની છે ત્યાં આપ પધારિયે." રાજા તે આમંત્રણ માન્ય રાખી વિદૂષકસહિત ત્યાં જાયછે, અને ત્યાંની શોભાનું વર્ણન કરેછે. એટલામાં પૂજાની સામગ્રી સાગરિકાના હાથમાં આપેલી છે તે સહિત, પોતાના પરિવાર સાથે, વાસવદત્તા આવેછે; પણ સાગરિકા રાજાની દૃષ્ટિએ ન પડે એટલામાટે મેનાનું પાંજરૂં સંભાળવાનું સ્મરણ કરાવી તેને પાછી કાહાડેછે. સાગરિકા જતાં વિચારેછે કે, મેનાનું પાંજરૂં સુસંગતાને સોંપીને આવીહું, તો અહિંની મદનપૂજા, મારા પિતાને ત્યાં થાયછે તેવીજ છે કે બીજી રીતની તે સંતાઇને જોઇશ તો કાંઈ હરકત નથી. કામદેવની પૂજા થઈ રહ્યા પછી, દેવી રાજાનો પૂજાસત્કાર કરેછે, એટલામાં, સાગરિકા પુષ્પ વીણવામાં રોકાઈ હતી તે ત્યાં આવી ઝાડને ઓથે જુવેછે, અને, રાજા રૂપી પ્રત્યક્ષ કામદેવનું પૂજન થતું જોઇને તેને સાનંદાશ્ચર્ય થાયછે, અને રાજાપ્રતિનો તેનો ભાવ અતિ બળવત્તર થતાં તેનાવિષે પ્રેમથી સ્વાભાવિક રીતે મોહિત થાયછે, એટલામાં નેપથ્યમાં થતું ગાણું સંભળાયછે, અને તેમાં ઉદયન રાજાનું નામ આવતાં સાગરિકા સહર્ષ વિચારેછે કે, મારા પિતાએ મને જેને દેવાનો સંકલ્પ કરેલો છે તેજ આ ઉદયન રાજા છે, પણ મારી સ્થિતિ તો આવી અધમ થઇ ગઈ છે. પૂજન થઈ રહ્યા પછી દેવિયે જવા માંડ્યું એટલે પોતે પણ જાયછે. એ રીતે મદનમહોત્સવ નામનો પ્રથમ અંક સમાપ્ત થાયછે.

---

# रत्नावली.

## નાટિકા.

### નાન્દી[1].

(કવિત.)

પગતણા અગ્ર ભાગે ટેકવી ઉભેલ પણ,
સ્તનભારે કરી નમી જતાં વારંવાર જે;
શંભુની સેવામાં હોતાં, ત્રણે લોચન પથમાં
આવતાં તેથી હરને લલચાવનાર જે;
સૌ અંગે રોમાંચ થતાં, સ્વેદથી ભીંજાઈ જતાં,
એવાં પાર્વતી દેવી છે, વળી કંપવાન જે;
તેથી શિવ શિરે અર્પ્યો વીખરાતો પુષ્પાંજલી,
કલ્યાણ તમારૂં કરો, દુઃખ હરનાર જે. ૧

[2]ઉત્સુકતા વડે જેણે, ત્વરા તો કરેલી પણ,
સ્વાભાવિક લજ્જા વડે પાછાં જે ફરેલ છે;

૧ પ્રથમાનુરાગનું દૃષ્ટાન્ત છે. પાર્વતી નીચાં હોવાથી, શિવના માથા ઉપર પુષ્પાંજલિ મૂકવા જતાં ઉંચાં થવું પડ્યું છે. તેમજ તેમને રોમાંચ, સ્વેદ, કંપ આદિ અનુભાવ થયા છે. અને સ્વભાવોક્તિ અલંકાર છે. શૃંગાર રસ છે.

નાન્દીનાં આઠ કે બાર પદ આણવાં એમ છે. કવિતાનું એક ચરણ તે પદ કેહેવાયછે. એ હિસાબે ત્રણ કવિતનાં બાર પદ થયાં. સાહિત્યદર્પણની ટીકામાં પણ આ નાટિકાની નાન્દીમાં બાર પદ છે એમ લખ્યું છે. તોપણ કોઈ કોઈ પ્રતમાં संप्राप्तं मकरध्वजेन અને जितमुडुपतिना એવા બે શ્લોક વધારે જોવામાં આવેછે, તે લેખકોએ લખી કાહાડેલા જણાયછે, માટે અમે આ સ્થાને તે ઉમેરયા નથી. જો ગ્રંથકર્ત્તાએ તે દાખલ કરયા હોત તો નાન્દીનાં વીશ પદ થઈ જાત તે નાટ્યપ્રકાશના નિયમથી ઉલટું થાત. આ નાન્દી મંગળ સૂચન કરનારી આશીર્વાદાત્મક છે.

૨ બીજા કવિતમાં નવસંગમનું વર્ણન છે. એમાં ઉત્સુકતા, લજ્જા, ભય, હસતાહર એટલે હાસ્ય આદિ સંચારી ભાવો સ્વશબ્દે કથન કરયા છે તેથી કોઈને રસદોષ લાગે, પણ તેમ નથી, તેને માટે જુવો મારા રચેલા રસપ્રકાશમાં રસદોષ પ્રકરણમાં ચોથો પ્રકાર.

તેને સમજાવી નિજ કુટુંબની વધૂઓએ,
જેમ તેમ કરી, ફરી ફરી મોકલેલ છે;
એવાં અનુરાગવાળાં, રોમાંચ થયેલાં અંગ,
ભયમનવાળાં વળી છે મને સંકોચ જો;
એવાંને હસતા હરે, આશ્લેષ ગાઢ કર્યો છે.
તે ગૌરી સદા તમારા કલ્યાણે પ્રવર્ત્તજો. ૨

[1]ક્રોધથી ભરેલ એવાં, ત્રણ નેત્રવડે જેણે,
ત્રણે અગ્નિ[1] તેજ વેળા શાન્ત તો પમાડયા'તા;
બીનેલા ઋત્વિજો[2] જેનાં શિરોવેષ્ટન[3] છૂટેલાં,
એવા થઈ વેદી નીચે પડતા તો તે હતા;
દક્ષપત્ની દીન થઇ, વિલાપ કરતી હતી,
વળી દક્ષ દયાકાજ સ્તુતિ કરતા હતા;
દેવ નાઠા પછી, દેવી! શું થયું પૂછંતા હર
કલ્યાણ તમારૂં કરો, અટ્ટહાસ્ય કરતા. ૩

**सूत्रधार.**—(નાન્દી થઈ રહ્યા પછી) લંબાણ ઘણું થયું. આજે જુદી જુદી દિશાઓમાંથી આવેલા, મહારાજા શ્રી હર્ષદેવના ચરણકમલના પ્રતાપથી જીવતા એવા રાજસમૂહે મને બહુ માન સાથે બોલાવીને કહ્યું છે કે, આપણા સ્વામી શ્રી હર્ષદેવે અપૂર્વ વસ્તુ રચનાવડે અલંકૃત કરેલી રત્નાવલી નામની નાટિકા રચી છે એમ અમે કર્ણોપકર્ણ સાંભળ્યું છે, પણ તેનો પ્રયોગ જોયો નથી; માટે સકલ જન હૃદયને આલ્હાદદાયી રાજા ઉપર અમારો બહુ ભાવ

---

૧ દક્ષ પ્રજાપતિએ યજ્ઞ કરયો ત્યારે શિવને આમંત્રણ કર્યું નોહોતું, તોપણ સતી તેમની ઈચ્છા ઉપરાંત, પોતાના બાપને ત્યાં જવામાં આમંત્રણ જોઇયે નહિ, એમ કહીને ગયાં; અને પોતાના પિતાને જણાવ્યું કે, અમને આમંત્રણ કરયું નહિ, એ શિવને ઠીક લાગ્યું નથી; પણ તે વાત તેણે લક્ષમાં લીધી નહિ, તેથી મહાદેવને ક્રોધ ચડયો અને પોતાના ગણને ત્યાં મોકલીને યજ્ઞનો ધ્વંસ કરાવ્યો તેમાં પોતે પણ કેટલાક સમયસુધી હતા; પણ પોતાના ગયા પછી ત્યાં શું બન્યું તે જાણવામાટે, સતી જ્યારે પાર્વતીરૂપે અવતરી મહાદેવને પરણ્યાં ત્યાર પછી એક સમયે વાતમાં મહાદેવે તેમને પૂછ્યું છે તે પ્રસંગ છે. અને તેમાં પાર્વતીનો પ્રૌઢાનુરાગ વર્ણવ્યો છે ભાવિક અલંકાર છે.

૧ દક્ષિણાગ્નિ, ગાર્હપત્ય અને આહવનીય એ ત્રણ અગ્નિ છે. ૨ યજ્ઞ કરાવનારા. ૩ માથાનું ઢાંકણ.

હોવાનેલીધે, તથા અમારા ઉપર અનુગ્રહ કરીને, તેનો પ્રયોગ યથાસ્થિત કરી બતાવો (પરિક્રમણ કરી, જોઈને) માટે હમણા નેપથ્ય રચના કરીને આજ્ઞા પ્રમાણે કરૂંછું. (સભાભણી જોઈને) અહો, સકલ સામાજિકનાં મન જાણે આકર્ષિત થયાં હોય એમ જણાયછે, કારણ કે—

શ્રી હર્ષ નિપુણ કવિ, સભા પણ ગુણગ્રાહી,
વત્સરાજનું ચરિત લોકમાં વિખ્યાત છે;
અમે પણ નાટ્યમાંહે કુશળ કોવિદ છિયે,
એમ સભા રંજનનું એકેએક સ્થાન છે;
આવું છે તો પછી મારા ભાગ્યના પ્રતાપે કરી,
સર્વ ગુણકેરો સંધિ સામટો મળેલ છે;
આ સમારંભ વિશેષ તેથી સારો શોભી ઉઠે,
એમાં કશી વાતની ન નવાઈ ભળેલ છે.[1] ૪

માટે હું ઘેર જઇ, મારી પત્નીને બોલાવી, સંગીતની તૈયારી કરૂંછું. (પરિક્રમણ કરીને અને નેપથ્ય ભણી જોઈને) આ મારૂં ઘર આવ્યું તેમાં પ્રવેશ કરૂં છું. (પેશીને ઊંચે સ્વરે) આર્યે! આમ આવ.

**नटी.**—(પ્રવેશ કરીને) આર્ય! હું આ આવી. શો પ્રયોગ કરવો છે તેની આજ્ઞા કરો.

**सूत्रधार.**—આર્યે! આ રાજલોક, રત્નાવલી જોવાને ઉત્સુક છે, માટે શૃંગાર સજો.

**नटी.**—(નિશ્વાસ નાંખીને ઉદ્વેગ સહિત) આર્ય! આપ તો હમણાં નિશ્ચિંત છો તો શા માટે નાચતા નથી? હું મંદભાગિણીને માત્ર એકજ પુત્રી છે, તેને પણ આપે દૂરદેશમાં દીધી છે. તેનું વેગળા વસતા વરની સાથે પાણીગ્રહણ શી રીતે થશે તેની ચિંતાથી હું તો મૂઢ થઈ છું તો પછી શી રીતે નાચું?

**सूत्रधार.**—આર્યે! એવો ઉદ્વેગ જવા દે. જો,

(ગીતિ.)

[2]જલનિધિના મધ્યેથી, દ્વીપાંતરથી દિગંતમાંથી તો;
અનુકૂળ વિધિ આણી દે, [3]અભિમતનો ઝટ સુયોગ દૂરથી તો.૫

---

૧ ભારતી વૃત્તિનું પ્રરોચના અંગ આ સ્થાને છે. કાવ્યાર્થાપત્તિ અલંકાર છે. ૨ બીજ સૂચના સૂત્રધારે કરી. ૩ ઇચ્છિત.

**नेपथ्ये.**—ઠીક[1]! ભરતપુત્ર! ઠીક, એ એમજ છે. એમાં કશો સંદેહ નથી. ( ઉપરની ગીતિ ફરીને બોલેછે. )

જલનિધિના મધ્યેથી, દ્વીપાંતરથી દિગંતમાંથી તો;
અનુકૂલ વિધિ આણી દે, અભિમતનો ઝટ સુયોગ દૂરથી તો. ૫

**सूत्रधार.**—(સાંભળીને, નેપથ્ય ભણી જોઈને) આર્યે! હજી શામાટે વિલંબ કરેછે? અહો! આ મારો મ્હોટો ભાઇ, યૌગંધરાયણનો વેશ લઇને આવી પોહોંચ્યો. માટે ચાલ, આપણે પણ ત્યારપછી આવવાના પાત્રની તૈયારી કરિયે. ( એમ કહી જાયછે. )

## विष्कंभक.

**यौगंधरायण.**—( રાજી થતો પ્રવેશ કરીને ) એ એમજ છે. એમાં કશો સંદેહ નથી. ( ગીતિ ફરીથી બોલે છે. )

ગીતિ.

[2]જલનિધિના મધ્યેથી, દ્વીપાંતરથી દિગંતમાંથી તો;
અનુકૂલ વિધિ આણી દે, અભિમતનો ઝટ સુયોગ દૂરથી તો. ૫

જો એમ ન હોય તો સિદ્ધના આદેશથી થયેલી પ્રતીતિને લીધે માગું કરવામાં આવેલું એવી સિંહલેશ્વરની કન્યા, સમુદ્રમાં વાહાણ ભાગવાથી ડૂબેલી તેને પાટિયું કયાંથી મળી આવે! અને સિંહલદ્વીપથી આવતા કૌશાંબીના વાણિયાને એવી સ્થિતિમાં કયાંથી મળે, અને વળી, તેના અંગમાં રત્નમાલા હોતાં, અહિં લઈ આવવી, એ પણ કયાંથી બને? ( હર્ષ સહિત ) સર્વપ્રકારે આપણા સ્વામીનો ઉદય થવાનો છે. ( વિચારીને ) મેં[3] પણ માન સહિત એને દેવીના સ્વાધીનમાં કરી દીધી છે, એ પણ ઠીક કર્યુંછે. મારા સાંભળવામાં આવ્યું છે કે, બાભ્રવ્ય નામનો કંચુકી પણ, સિંહલદ્વીપના અમાત્ય વસુભૂતિ સાથે, મહાકષ્ટે, સમુદ્ર ઉલંઘીને કોશલ દેશ જીતવા ગએલા આપણા સેનાધિપતિ રૂમણ્વાનને મળ્યો છે. માટે આપણા સ્વામીનું કાર્ય સિદ્ધ થવા આવ્યું છે, તોપણ મારા મનમાં ધીરજ રેહેતી નથી. ભૃત્યભાવ ખરે મહા કઠિન છે. કેમકે,

---

૧ પ્રસ્તાવનાનું કથોદ્દ્ઘાત નામનું અંગ થયું. ૨ મુખસંધિનું ઉપક્ષેપ નામનું અંગ થયું અને ત્યારપછીનું કથન ઉપક્ષેપનો વિસ્તાર બતાવેછે માટે ત્યાં પરિકર થાયછે. ૩ મુખસંધિનું યુક્તિ નામનું અંગ આખું વાકય થયું છે.

(ગીતિ.)

[1]પ્રભુકાર્યવૃદ્ધિ ટાણે, દૈવે આધાર આપિયો ઠીક;
માટે ઝટ સિદ્ધિ થશે પણ સ્વેચ્છાચારીને મને બીક. ૬

(નેપથ્યમાં અવાજ થતો સાંભળીને) અયે! મધુર રવ કરતાં મૃદંગની સાથે સંગીતથી મધુર પુરવાસિયોનો ઉત્સાહધ્વનિ સમીપમાં થાયછે તેથી હું ધારૂંછું કે, આ પુરવાસિયોનો મદનોત્સાહ જોવાને માટે પ્રાસાદ ભણી મહારાજ પધાર્યા હશે. (ઉંચુ જોઇને) અહો, મહારાજ તો પ્રાસાદમાં બિરાજ્યા જણાયછે? જુવો,

(ચોપાયા છંદ અથવા મરેઠી ચાલની સાખી.)

વિગ્રહ[2] વાર્ત્તા સર્વે એની, શાન્ત થઈ છે સારી,
રતિમાન,[3] જનચિત્તમાં[4] વસતા, પ્રિય વસંતક[5] ભારી.
નિજ મહોત્સવ દર્શનમાટે, ઉત્કંઠિત નૃપ એવા
તદ્રુપ જાણે, સ્મર આ ટાણે, જણાય એના જેવા. ૭

માટે હું ઘેર જઇને શેષ કાર્યનું ચિંતવન કરૂં. (એમ કહી જાયછે)

એ પ્રમાણે વિષ્કંભક થયો.

**राजा.**—(વસંત ઉત્સવનો વેશ ધારણ કરીને આસનસ્થ હર્ષ સહિત જોઇને) સખે વસંતક!

**विदूषक.**—આજ્ઞા મહારાજ.

**राजा.**—

(કવિત.)

સર્વ[6] રાજ્યકાજ થયું, નિષ્કંટક સારી રીતે,
યોગ્ય તો અમાત્ય પર સર્વ કારભાર છે;

---

૧ મુખસંધિનું પરિન્યાસ અંગ થયું. કાવ્યલિંગાલંકાર છે. ૨ શરીરની વાર્ત્તા શાન્ત થઈ છે એવા કામદેવ; અને લડાઇની વાર્ત્તા શાન્ત થઈ છે એવા વત્સરાજને સરખાવ્યા છે. ૩ કામદેવની સ્ત્રી, રાજાપક્ષે પ્રીતિ. ૪ ચિત્તજ, રાજાપક્ષે જનપ્રિય. ૫ વસંતઋતુ, રાજાપક્ષે વિદૂષક. એ પ્રમાણે બંનેને સરખાવ્યા છે. શ્લેષ અને ઉપમા અલંકાર છે. શબ્દ શક્તિ ધ્વનિ છે. ૬ જુવો મારૂં નાટ્યપ્રકાશ; એમાં ધીર લલિત નાયકનું લક્ષણ લખ્યું છે કે 'નિશ્ચિત, કલાસક્ત, સુખી, મૃદુ—અપ્રચંડ ચરિત્રવાળો તે.' આ સ્થાને તેવો નાયક છે. વળી સંચારી ભાવનો ભેદ ધૃતિ છે તેવી ધૃતિ શક્તિથી થાયછે તેનું ઉદાહરણ પણ એજ છે.

વૃદ્ધિ પમાડી પ્રજાને, પાળી પોષી પૂરા પ્રેમે,
દઈ સારાં સુખ આણ્યો દુ:ખ કેરો પાર[1] છે;
પ્રદ્યોતની પુત્રી[2] રાણી, વસંતનો બન્યો બ્હાર,
વસંતક આ તકમાં વળી પાસે તુજ છું;
માટે આવો મહોત્સવ ભલે વૃદ્ધિ પામે રૂડી,
એને આજ મારો મ્હોટો ઉત્સવ ગણુંજ છું. ८

**विदूषक.**—( સહર્ષ ) વયસ્ય, એ ખરી વાત છે. પણ હું તો આપનો કે કામદેવનો ઉત્સવ જાણતો નથી, પણ આ એકલા બ્રાહ્મણ બટુનો મદનમહોત્સવ છે એમ જાણું છું. કારણ કે, મારા સરખાને આપજેવાની સાથે વાતો કરવાનો પ્રસંગ મળ્યો છે. ( જોઈને ) એ વાત જવા દો.

જુવો, જુવો, કેટલાક મધુમત્ત કામિની જનોએ કંઠાશ્લેષ કરેલો છે, કેટલાક પીચકારિયોવતી એક બીજાને રંગેછે, કેટલાક નાચેછે, એવા નગરવાસિયોને કુતૂહલ ઉપજાવનાર અને ચારેમેર શેરિયોમાં સ્વચ્છંદ, ગંભીર અને પ્રૌઢ કરતાલથી શબ્દાયમાન થતો, અને ગુલાલથી આકાશ છવાઈ ગએલું છે એવો આ મદનમહોત્સવ પ્રવર્ત્યો છે તેની શોભા આપ જુવો.

**राजा.**—( સહર્ષ ચારેમેર જોઈને ) અહો! પુરવાસિયોનો આનંદ પરમ કોટી પામી ગયો છે. જુવો:—

( કવિત. )

[3]ચારે દિશા સંધ્યા સમી કરી નાંખી એવા ગૌર[4]
કંકુ સમ પટવાસકેરા[5] ગોટ ઉડવે;
સોનાના ઘરેણા કેરા, ઝળકાટથી ને, શિર
કિતકેવડાપીલાશ ચોમેર પ્રસરવે;
નિજ દેશના વિભવે, કુબેર ભંડારીકેરી,
અલકાથકી અધિક, કૌશાંબી આ શોભતી;
જેમાં સુવર્ણના રસે, મનુષ્યો નાહેલા હોય,
એવી તે પ્રદીપ્તમાન, અતિશય ઓપતી. ९

---

૧ અંત. ૨ વાસવદત્તા ૩ ઉત્પ્રેક્ષા અલંકાર છે. ૪ પીત. ૫ સુગંધીવાળી વસ્તુઓની ભૂકી.

વળી, [1]ધારા યંત્રથી છૂટતી, અસાધાર જળધાર,
જેથી ભરપૂર થયું એવું છે આ તો ખરે;
ઘટ્ટ છે ગુંદાયો જેમાં કાદવ અતિશે એવા
આંગણાની માંહ રહી, સ્ત્રિયો તો ક્રીડા કરે;
એવી સ્વતંત્ર પ્રમદા જેના સ્વેદે સેંથા થકી
સિંદુરના રંગતણો રેલો ચાલ્યો જાયછે,
તેથી અરૂણ થયેલી ભોંયે ચરણ ચાલતાં,
ક્ષણવારમાં કુટ્ટિમ[2] તે સૈન્દુરી થાયછે. १०

**विदूषक.**—( જોઈને ) પ્રિય વયસ્ય! કુશળ જનોએ ભરી આપેલી પીચકારીની જળધારાથી છૂટતા મુખશીતકારથી મનોહર દેખાતી વાર વનિતાનો વિલાસ આપ નિહાલિયે.

**राजा.**—( અવલોકન કરીને ) વયસ્ય! તેં ઠીક દૃષ્ટિમાં રાખ્યું છે. કેમકે,

( કવિત. )

પટવાસ ચારે પાસ ઉડે તેથી તો થયેલા,
અંધકાર ઘણાવાળા આવા આ પ્રદેશમાં;
મણિયે જડિત હેમ ભૂષણના કિરણથી,
જોવામાં આવેછે બહુ ઝાંખો, વળી લેશમાં;
ફણાકાર પિચકારી જેણે ઉપાડી છે સારી,
એવો આ ભુજંગ લોક અહિયાં જણાયછે;
તે દેખતાં વાર આજ, પાતાલલોકસમાજ,
ચીત કેરીમાંહ મુને સ્મરણજ થાયછે. ११

**विदूषक.**—( અવલોકન કરીને ) અહો વયસ્ય! જુવો, જુવો, આ મદનિકા, મદન સદૃશ વસંતોત્સવનો અભિનય કરતી, આમ્રલતિકાની સાથે આ આવે.

( મદનિકા અને આમ્રલતિકા મદનલીલા પ્રમાણે નાચતી અને ગાતી પ્રવેશ કરેછે. )

**बंने.**— ( રાગ કાફી, તાલ દીપચંદી. )

વસંત મનોહર આવ્યો, સહુ જન હૃદયે ભાવ્યો.—ટેક,
કામદેવનો પ્રિય દૂત એ તો, મુકુલિત આંબા કરેછે,

१ ઉત્પ્રેક્ષા અને સ્મૃતિ અલંકાર થયા છે. २ બાંધેલી ભોંય. દશમા છંદમાં અતિશયોક્તિ અલંકાર છે.

માનકરંતી માનનિયોનાં, તરતજ માન હરેછે,
પવન દક્ષિણનો વહેછે. વસંત० १२

બકુલતણો[1] તો સુગંધ જેણે, ધિરજે ધારણ કરિયો,
પ્રિય જનને મળવાને માટે, આદર અતિ આદરિયો;
એવો સાથ સ્ત્રીનો વિચરિયો. વસંત० १३

મધુ [2]માસ પ્રથમ તો જનના હૃદયને, અતિશય મૃદુ તે કરેછે,
પછીથી પ્રસંગ મળ્યે વીંધી સીધાં કુસુમ આયુધથી સરેછે,
સુધ બુધ સરવે હરેછે. વસંત० १४

**राजा.**—( નિહાળીને ) અહો ! આમનો ક્રીડારસ અતિશય મધુર છે. જુવો,

( કવિત. )

[3]સ્તનના ભારે કરીને લચી જતી કટીકેરો
ભંગ થાય તોપણ ન કાળજી રખાયછે;
મધુપાને ચકચૂર થયેલી આ લલનાનો,
અંબોડો છૂટ્યે ફૂલોની શોભા વિખરાયછે;
પગમાં પે'રેલાં એવાં નૂપુરતણો અવાજ,
પીડા પામવાથી જાણે બમણો શુણાયછે;
નમન ને કંપ લીધે વ્યસ્ત થયેલો જે હાર,
પીડિત થયેલો જાણે ઉરે અથડાયછે. १५

**विदूषक.**—( સહર્ષ ) અહો વયસ્ય! નાચવાને કેડ બાંધીને તૈયાર થએલી સ્ત્રિયોમાં હું પણ નાચી ગાઇને આ મદનમહોત્સવને માન આપું.

**राजा.**—( સસ્મિત ) વયસ્ય ! ભલે, મંડી પડ.

**विदूषक.**—જેવી આપની આજ્ઞા. ( ઉઠીને તેમની મધ્યે નાચેછે. ) અહો મદનિકે ! આમ્રલતિકે ! તમારી ભેરવી મને પણ શીખવો.

**मदनिका.**—( વિહસ્ય ) હતાશ! એ ભેરવી નથી પણ કાફી છે.

**विदूषक.**—( સહર્ષ ) ભવતિ ! ત્યારે તો પીવાની રમુજ પડશે. એમાં સાકર ખૂબ નાંખી છેકની ?

**मदनिका.**—( હાસ્યસહિત ) મુવા ! નહિ નહિ, એ પીવાય નહિ પણ ગવાય.

---

१ બોરસલ્લી. २ ચૈત્રમાસ. ३ ઉત્પ્રેક્ષા તથા સ્વભાવોક્તિ અલંકાર છે.

**विदूषक.**—( સવિસ્મય ) શું એ ગવાય? જો એ ગવાય અને પીવાય નહિ તો મારે એનું કાંઈ કામ નથી. માટે મારા પ્રિય વયસ્યની પાસે જાઉંછું. ( જવા માંડેછે. )

**बन्ने.**—( તેને ખેંચે છે. )

**विदूषक.**—( ખેંચે છે. )

**बन्ने.**—( તેનો અક્કેકો હાથ પકડીને ) મુવા! ઉભો રેહે. રમ્યાવિના હવે કયાં જઇશ. એમ કહીને ( ખૂબ મારેછે. )

**विदूषक.**—( પોતાના હાથ પાછા ખેંચી લઇ નાશીને રાજા પાસે જાયછે. ) અહો વયસ્ય, ચેટિયોએ તો મને ખૂબ નચાડયો.

**राजा.**—વયસ્ય, તું રમ્યો?

**विदूषक.**—રમ્યો તો નહિ પણ પોબાર ગણી આવ્યો.

**आम्रलतिका.**—હંજે! મદનિકે! આપણે બહુ ક્રીડા કરી, ચાલો હવે, દેવીનો સંદેશો મહારાજને નિવેદન કરિયે.

**मदनिका.**—આમ્રલતિકે! તને ઠીક સાંભરયું, ચાલો કહિયે. ( એમ કહી રાજા પાસે જાયછે. ) જય, જય, મહારાજ, દેવિયે આજ્ઞા કરી છે કે, ( લજ્જા પામ્યાનો અભિનય કરેછે. ) નાના રાજન! વિનતિ કરી છે કે,—

**राजा.**—( સહર્ષ હશી, આદર ભાવસહિત ) મદનિકે? એમ નહિ, આજ્ઞા કરેછે એમજ કેહેવું એ રમણીય છે, તેમાં વળી, આજે વસંતોત્સવમાં વધારે રમણીય છે. માટે બોલો દેવિયે શી આજ્ઞા કરી છે?

**विदूषक.**—દાસીપુત્રી? દેવિયે કેવી આજ્ઞા કરી છે?

**बन्ने चेटी.**—દેવિયે એમ વિજ્ઞાપના કરી છે કે, આજ મારે મકરઉદ્યાનમાં જઇને અશોક પાદપના મૂળમાં સ્થાપના કરેલા ભગવાન કામદેવની પૂજા કરવાની છે, માટે આપે ત્યાં પધારવાની કૃપા કરવી.

**राजा.**—વયસ્ય! હવે શું કેહેવું રહ્યું? ઉત્સવમાં વળી ઉત્સવ આવી પડયો.

**विदूषक.**—અહો વયસ્ય! ત્યારે તો ઉઠો, આપણે ત્યાં જઇયે. ત્યાં જવાથી આ બ્રાહ્મણ બાલકનું કાંઈ પણ સ્વતિવાચન થશે.

**राजा.**—મદનિકે! જા, દેવીને નિવેદન કર કે, મકરંદોદ્યાનમાં હું આ આવ્યો.

**बन्ने चेटी.**—જેવી મહારાજની આજ્ઞા.

**राजा.**—વયસ્ય, ચાલ, આપણે ઉતરિયે. ( બંને પ્રાસાદથી ઉતરેછે. )

**राजा.**—વયસ્ય, મકરંદોદ્યાનનો માર્ગ બતાવ.

**विदूषक.**—ભર્ત્તા, પધારિયે. ( બંને પરિક્રમણ કરેછે. )

**विदूषक.**—( આગળ જોઈને ) અહો, પેલું મકરંદોદ્યાન દેખાય. ચાલો આપણે અંદર પ્રવેશ કરિયે.

( પ્રવેશ કરેછે. )

**विदूषक.**—( સવિસ્મય ) અહો મહારાજ! જુવો, જુવો, મલયના મારૂતથી[1] દોલાયમાન, અને મંડળના જેવો આકાર થતો એવા આંબાના ઝાડની મંજરિયોના પરાગના સમુદાયરૂપી પટ-વિતાન જાણે પાથરવામાં આવ્યું ન હોય એવું, અને મદોન્મત્ત મધુકરના સમૂહના ઝંકાર મિશ્રિત એવા કોકિલાના મધુરસ્વર-રૂપી સંગીતથી સુખ આપનારૂં, આ મકરંદોદ્યાન આપના આગ-મનને આદર માન આપતું હોય એમ જોવામાં આવેછે. માટે આપ પધારિયે.

**राजा.**—( ચારે મગ જોઈને ) આ મકરંદોદ્યાન રમણીય છે. અહિયાં,—

( કવિત. )

ઉગતા[2] પ્રવાલ જેવા, રક્ત કાન્તિવાળા એવા
કિશલયગુચ્છે કરી રક્ત જે જણાયછે;
ભ્રમરની પંક્તિકેરા, મધુર ઝંકારવડે,
અવ્યક્ત વચન લીલા કરતા ગણાયછે.
મલયના વાયુ થકી, ઝૂલતો શાખા સમૂહ,
વારંવાર લથડતો આઘાતે દેખાયછે;
એવા આ હવણાં વૃક્ષ મધુના પ્રસંગ યોગે,
મત્ત પૂરેપૂરા થઈ ડોલતા દેખાયછે. १६

---

१ પવન. २ ઉત્પ્રેક્ષા અને સાવયવરૂપક અલંકાર છે.

વળી, મૂળમાંહ[1] મધુકેરા કરેલા કોગળા જેવો,
બકુલપુષ્પવૃષ્ટિનો સુગંધ ફેલાયછે;
મદ્યપાને તરૂણીનાં તામ્ર મુખચંદ્ર હોતાં,
ચંપાપુષ્પશેખર તો વિલંબે જણાયછે;
અશોકને પગતણો પ્રહાર થયો જે વાર,
ઠમકતા નૂપુરના ઝણકાર સાંભળી
ભ્રમરસમૂહ નિજ ગાયન કરીને, તેનું
અનુકરણ કરતા દેખાય મળી મળી. ૧૭

**विदूषक.**—(સાંભળીને) અહો, વયસ્ય, આ તો ભ્રમર, નૂપુર શબ્દનું અનુકરણ કરતા સંભળાતા નથી, પણ દેવીના પરિજનના નૂપુરના ઝંકારો સંભળાયછે.

**राजा.**—વયસ્ય! તારી કલ્પના યોગ્ય છે.

(પછી વાસવદત્તા, કાંચનમાલા અને પૂજાની સામગ્રી સહિત સાગરિકા તથા વિભવ સહવર્ત્તમાન પરિવાર પ્રવેશ કરેછે.)

**वासवदत्ता.**—હંઝે કાંચનમાલે! મકરંદોદ્યાનનો માર્ગ બતાવતી ચાલ.

**कांचनमाला.**—આ માર્ગે, આ માર્ગે, ભર્ત્રી! (પરિક્રમણ કરેછે.)

**वासवदत्ता.**—હંઝે કાંચનમાલે! જ્યાં મારે કામદેવનું પૂજન કરવાનું છે, તે રક્તાશોક પાદપ અહિંથી કેટલે દૂર છે?

**कांचनमाला.**—ભર્ત્રિ, આ પાસેજ છે. આપને જણાતો નથી? જેને નિરંતર પુષ્પ ખીલેછે, તે આ શોભાયમાન આપની માધવીલતા છે; અને આપની આ બીજી નવમાલિકા લતા, જેમાં આ સમયે કુસુમ આવ્યાં છે, તે જોઇને અધીરા મહારાજ પોતાના આત્માને ખેદયુક્ત કરેછે, તે મૂકીને ગયા પછી, પેલીમેર રક્તાશોકપાદપ દેખાયછે, ત્યાં આપને પૂજા કરવાની છે.

**वासवदत्ता.**—ત્યારે તો ઊતાવળી ચાલ, સત્વર ત્યાં પોહોંચી જઇયે.

**कांचनमाला.**—અહિંથી, ભર્ત્રી, અહિંથી.

(સર્વે પરિક્રમણ કરેછે.)

---

૧ તદ્ગુણાલંકાર તથા ઉત્પ્રેક્ષાલંકાર છે.

**वासवदत्ता.**—જ્યાં મારે પૂજા કરવાની છે તે રક્તાશોક પાદપ આ રહ્યું. [1]મારે પૂજા કરવાની સામગ્રી આપ.

**सागरिका.**—( પાસે આવીને ) ભર્ત્રિ, આ બધું તૈયાર છે.

**वासवदत्ता.**—( જોઈને સ્વગત ) અહો, પરિજનનો કેવો પ્રમાદ ! એ દૃષ્ટિએ પડે નહિ એટલામાટે, એને પ્રયત્નથી સંભાળી રાખવામાં આવેછે પણ તે તો હવે મહારાજના જોવામાં આવી જશે, માટે હું તેને કહું. ( પ્રકાશ ) હંજે સાગરિકે ! આ મદન-મહોત્સવમાં પરિજન પરાધીન થઈ જાયછે, એવો પ્રસંગ છતાં, તું મેનાને વીલી મૂકીને અહિં શું કરવાને આવી છે ? જા ત્યાં સત્વર, અને આ પૂજાની સર્વે સામગ્રી કાંચનમાલાને સ્વાધીન કર.

**सागरिका.**—જેવી આપની આજ્ઞા ! ( એમ કહી થોડેક છેટે જતાં સ્વગત ) [2]મેનાનું પાંજરૂં તો મેં સુસંગતાને સ્વાધીન કરયુંછે, અને ભગવાન અનંગની તાતના અંતઃપુરમાં જેવી રીતે પૂજા થાયછે, તેવીજ રીતે અહિં થાયછે કે કેમ, એ જોવાનો મને ભાવ છે. ( પરિક્રમણ કરીને ચારેમેર જોઈને ) માટે સંતાઈ રહીને હું તો જોઈશ. પૂજાનો સમય થવાને વાર છે, એટલી વારમાં, ભગવાન મદનની પૂજામાટે ફૂલ એકઠાં કરૂં. ( તેમ કરેછે. )

**वासवदत्ता.**—કાંચનમાલે ! ભગવાન પ્રદ્યુમ્નની અશોકના મૂળમાં સ્થાપના કર.

**कांचनमाला.**—જેવી ભર્ત્રીની આજ્ઞા. ( તેમ કરેછે. )

**विदूषक.**—( પરિક્રમણ કરીને તથા નિહાળી જોઈને ) અહો વયસ્ય ! નૂપુરનો ઝંકાર બંધ પડ્યો, તેથી મારા તર્કમાં આવેછે કે, દેવી પધારી ચૂક્યાં હશે.

**राजा.**—વયસ્ય ! તારી કલ્પના બરાબર છે. જો આ દેવી એ ખરે આવાં ભાસેછે—

---

૧ અહિંથી પ્રારંભીને તે સાગરિકા કેહેછે કે 'સંતાઈ રહીને હું તો જોઈશ' ત્યાંસુધી મુખસંધિનું સમાધાન અંગ થયું. ૨ ઉત્પ્રેક્ષા અલંકાર છે.

(માલિની છંદ.)

ફૂલ સમ સુકુમારી મૂર્ત્તિ ભાળીજ સારી,
તનુતર કટિ મધ્યે, વૃત્તથી ધારનારી;
કુસુમ સર સમીપે, ચાપ તો જેમ ઓપે,
ત્યમ રહી પડખે આ દેવી તો ખૂબ શોભે. ૧૮

હવે ચાલો આપણે સમીપ જઈ પોહોંચિયે. (પાસે જઈને) પ્રિયે વાસવદત્તે!

**वासवदत्ता.**—(જોઈને) કોણ! આર્યપુત્ર, જય જય, આર્યપુત્ર. આસન ઉપર બિરાજીને આ સ્થાનને શોભા આપિયે.

**राजा.**—(બેસેછે.)

**कांचनमाला.**—ભર્ત્રિ! આ શોભિતા રક્તાશોક પાદપની પાસે જઇને કુંકુમ, ચંદન, કુસુમ અને વસ્ત્રોથી ભગવાન કામદેવની પૂજા કરિયે.

**वासवदत्ता.**—લાવ્ ત્યારે પૂજાની સામગ્રી.

**कांचनमाला.**—(આપેછે.)

**वासवदत्ता.**—(પૂજા કરેછે.)

**राजा.**—પ્રિય વાસવદત્તે!

(સાટક છંદ.)

મંગળ[1] સ્નાન કર્યાથી શુદ્ધ સારી, કાન્તિ બની શોભતી,
ધારણ તો કર્યું લાલ વસ્ત્ર અંગે, જેની રૂચા[2] ઓપતી;
પૂજન કરતી કામદેવકેરૂં દેવી ભલી ભ્રાજતી[3],
ઊગી ઝાડ મૂળે લતા જ કુમળી, એવી રહી રાજતી. ૧૯

(સવૈયો.)

વળી, હે દયિતે! આ સ્મર પૂજામાં રોકાયા છે તારા હાથ,
તેથી સ્પર્શ કરેલો છે આ અશોક તેના મૂળની સાથ
તેને જાણે મૃદુતર નૂતન કિશલય મૂળથી ઊગ્યા આપ,
એવો નિરખવામાં આવે અશોક પોતે આપોઆપ. ૨૦

૧ ઉત્પ્રેક્ષા છે. શાર્દૂલ વિક્રીડિતને રાગે ગવાયછે. ૨ કાન્તિ. ૩ દીપતી.

અપિચ, (નારાચ છંદ.)

ખચીત[1] તુજ હસ્ત સ્પર્શનો ઉલાસ આજ તો,
અનંગ અંગ હીન છે થયો ન તેથી લાભ તો;
થવાથી એમ તો ખચીત એજ આપ આપને,
ખરેજ નિન્દતો હશે અનંગના પ્રતાપને. ૨૧

**कांचनमाला.**—ભર્ત્રિ! કામદેવનું પૂજન થઈ રહ્યું; માટે હવે ભર્ત્તાનો પૂજાસત્કાર કરો.

**वासवदत्ता.**—લાવ ત્યારે પુષ્પ અને ચંદન આદિ.

**कांचनमाला.**—ભર્ત્રિ! એ તો સર્વે સજ્જ છે.

**वासवदत्ता.**—(રાજાનું પૂજન કરેછે.)

**सागरिका.**—(ફૂલ સહિત) હા ધિક! હા ધિક! ફૂલ ચૂંટવાના લોભથી, મેં ઘણી વાર કરી નાંખી, માટે હવે આ સિન્ધુવાર ઝાડની પછવાડે સંતાઇને જોઉં. (નીહાળી જોઈને) અહો[2] આ તો સાક્ષાત્ કામદેવ! તાતના અંતઃપુરમાં તો ચિત્રમાં આલેખેલા કામદેવનું પૂજન થાયછે, અને અહિં તો, પ્રત્યક્ષ જોવામાં આવેછે. માટે હું પણ આ પુષ્પવડે ઉભી ઉભી ભગવાન્ કુસુમઆયુધની પૂજા કરૂં. (ફૂલ અર્પેછે) કુસુમાયુધ[3]! આપને પ્રણામ છે. આપનાં વારંવાર મને શુભદર્શન થજો. જે જોવાનું હતું તે મેં જોયું. આપ સફળ દર્શનવાળા હોજો. (એમ કહી પ્રણામ કરેછે) આશ્ચર્ય! આશ્ચર્ય! એક વાર જોયા, તોયપણ, ફરીને જોવાની ઉત્કંઠા થાયછે, માટે કોઇયે મને દીઠી નથી ત્યાંસુધી ફરીને નિહાળીને જોઉં. (થોડાંક ડગલાં જાયછે.)

**कांचनमाला.**—આર્ય વસંતક! તું પણ અહિં આવીને સ્વસ્તિવાચનિક લે.

**विदूषक.**—(પાસે આવેછે.)

૧ ઉત્પ્રેક્ષા અને પરિકરાંકુર અલંકાર છે. ૨ અદ્ભુત અથવા આશ્ચર્યજનક રસનો આવેશ જ્યાં થાય ત્યાં મુખસંધિનો પરિભાવના ભેદ થાયછે તે આ સ્થાને થયો છે. ૩ કુસુમાયુધ અહિંથી તે 'નિહાળીને જોઉં' ત્યાંસુધી મુખસંધિનું કરણ નામનું અંગ થયું એટલે સાગરિકાને ચાલવાનું પ્રકરણ ચાલતું હતું તેનો ફરી સમારંભ થયો છે.

**वासवदत्ता.**—( તેને અર્ચા કરીને ભૂષણ આપતાં ) આર્યે! આ સ્વસ્તિવાચનિક ગ્રહણ કર. ( આપેછે. )

**विदूषक.**—( હર્ષ સહિત લઈને) ભવતીનું અખંડ કલ્યાણ થાઓ.

**નેપથ્યમાં વૈતાલિક ગાયછે.**

( કવિત. ખમાયચી, ચોતાલ).

રવિ[1] નિજ કાન્તિ પોતે, અસ્તાચલ પર નાંખી
આકાશની ઓલી મેર પો'ચેલો જણાયછે;
સાયંકાળ સમયમાં દરબારિયો આવીને,
દરબારમાંહ હવે શોભેલા દેખાય છે;
પદ્મકાંતિ હરનાર, દષ્ટિને પ્રીતિ દેનાર,
ઉદયન ચંદ્ર આપ પ્રકાશી રહેલ છે;
તેના આદરભાવથી ચરણપદ્મ સેવવા,
ઉત્સુક થઇને રાહ જોતા તે રહેલ છે. ૨૨

**सागरिका.**—( સાંભળીને, સહર્ષ પાછી ફરીને, રાજાને જોઈને સ્પૃહાસહિત ) મારા પિતાએ મને જેને દેવાને ધારી હતી, તે શું આ ઉદયન રાજા! ( લાંબો નિશ્વાસ નાંખીને ) મારૂં શરીર પર આજ્ઞા પાળીને દૂષિત થયું છે, તોપણ એમના દર્શનથી આજે સફળ થયું.[2]

**राजा.**—ઉત્સવમાં ચિત્ત લાગવાથી સંધ્યાકાળ આવી પોહોંચ્યો તેની પણ ધારણા રહી નહિ. દેવિ, જુવો,

( કાવ્ય અથવા રોલા છંદ. )

ઉદયગિરિતણી આડ જેહ તે તો આવેછે,
એવો ઉગ્યો શશી [3]પ્રાચી સૂચવી આપેછે;
જ્યમ રમણીના પીલા મુખેથી હૃદય રહેલા
પ્રિયનું સૂચન થાય કોઇયે વિના કહેલા. ૨૩

અહો દેવિ, ચાલો આપણે ઉઠીને અંદર જઇયે. ( ઉઠીને પરિક્રમણ કરેછે. )

---

૧ મુખસંધિનું વિલોભન અંગ થયું; તેમજ ઉદ્ભેદ અંગ પણ થયું છે. ૨ આ સ્થાને મુખસંધિનું પ્રાપ્તિ અંગ થયું છે. ૩ પૂર્વદિશા. ૨૩ મા શ્લોકમાં ઉપમાલંકાર છે.

**सागरिका.**—શું દેવી ચાલતાં થયાં? ઠીક ત્યારે, હું પણ અગાઉથી પોહોંચી જાઉં. (રાજાને સ્પૃહા સહિત જોઈને નિશ્વાસ મૂકીને) મેં મંદભાગિણિયે ચિરકાલ આ જન જોઈ શકયા નહિ. (એમ કહી જાયછે.)

**राजा.**—(પરિક્રમણ કરીને) જો:—

(કવિત.)

હે દેવી! શશીશોભાને તિરસ્કાર કરનાર,
આપ મુખપંકજે તો જીતેલ કમલ જે;
તે તો કાન્તિ હીન થયાં; આપતણી લલનાએ,
લલકારીને કરયું છે સંગીત સબળ જે
વળી વાર વનિતાનાં ગીત જે ગવાયાં સારાં,
તેથી ભ્રમરીનો જુથ બહુ શરમાયછે;
ધીરે ધીરે છુપાવાને કાજ લાજ આજ તે તો,
કલિયોની માંહ એક એક પેશી જાયછે[1]. ૨૪

(સર્વે જાયછે.)

મદનમહોત્સવ નામનો પ્રથમ અંક સમાપ્ત.

---

૧ પ્રતીપ અલંકાર છે. આ પેહેલા અંકમાં મુખસંધિ થાયછે, કેમકે, તે બીજ ને આરંભ મળીને થાયછે તે પ્રમાણે યોગંધરાયણે બીજ નાંખ્યું છે તે ધીરે ધીરે વૃદ્ધિ પામતું જાયછે. અને જ્યાં જ્યાં પ્રસંગ આવતો જાયછે ત્યાં ત્યાં મુખસંધિનાં જુદાં જુદાં અંગ બનતાં જાયછે તે બતાવવામાં આવ્યાં છે.

# रत्नावली.

## अंक २ जो.

### પાત્ર.

ઉદયન.—વત્સદેશનો રાજા.
વાસવદત્તા.—તેની રાણી.
વસંતક (વિદૂષક).—તેનો નર્મ મિત્ર.
નિપૂણિકા.—દેવીની દાસી.
સાગરિકા.—સિંહલેશ્વરની કન્યા.
સુસંગતા.—તેની સખી.

---

## सूचन.

શ્રી પર્વત ઉપરથી આવેલા શ્રીખંડદાસ નામના ધાર્મિક પાસેથી, અકાલ સમયે પુષ્પ આવવાની દોહદ્ ક્રિયા, રાજા શીખ્યા હતા, તેપ્રમાણે તેમની નવમાલિકા લતાને ફૂલ આવ્યાં કે નહિ, તે જોવાને, દેવિયે મોકલેલી નિપૂણિકાને, સાગરિકાને ખોળવા નીકળેલી સુસંગતા મળતાં, પૂછવાથી તે કેહેછે કે, તે સાગરિકાને ચિત્ર ચીતરવાની પાટી, પીંછી અને રંગની સામગ્રી લઇને કદલીગૃહમાં મેં જતી જોઈ છે, માટે તું ત્યાં જા, ને હું દેવીપાસે જાઉછું.

કદલીગૃહમાં આવતાં, સાગરિકાને વિહ્વલ ચિત્તવાળી જોવાથી, તે શું કરેછે, તે પછવાડે સંતાઇ રહીને જોવા માંડ્યું, તો રાજાનું ચિત્ર ચીતરેલું દીઠું અને તેનું ચિત્ત યોગ્ય સ્થાને લાગેલું જાણી તેને ઉત્તેજન મળવામાટે, રાજાની છબી સાથે સાગરિકાની છબી આલેખી; અને સાગરિકાને મદનવ્યથા

થતી હતી, તેથી તેની ઘણેપ્રકારે આગતા સ્વાગતા કરવામાંડી; એટલામાં, ઘોડારમાંથી છૂટેલો વાનર, રમણ ભમણ કરી નાંખતો, ત્યાં આવી પોહોંચેછે, એટલે ચિત્રફલક ત્યાંજ રેહેવા દઇને, બન્ને સખિયો જઇને સંતાઈ પેસેછે અને વાનર મેનાનું પાંજરૂં ઉઘાડી નાંખીને જતો રેહેછે. મેના પાંજરામાંથી ઉડી જતી જોઈને બંને સખિયો તેને ઝાલવાને તેના ભણી દોડેછે. બીજી બાજુએ, નવમાલિકાને પુષ્પ આવ્યાં છે કે નહિ તે જોવામાટે, વસંતક અને રાજા આવી પોહોંચેછે. બન્ને સખિયોએ કદલીગૃહમાં મેનાના પાંજરાપાસે જે વાતો કરી હતી, તે સાંભળવામાં આવવાથી, મેના બકુલના ઝાડપર બેઠી બેઠી બોલ્યાં કરતી હતી. તે રાજા અને વિદૂષકના સાંભળવામાં આવેછે, રાજાને આશ્ચર્ય લાગેછે, પણ વિદૂષકે તાળોટા વગાડ્યા તેથી તે ઉડી જાયછે. અને કદલીગૃહ ભણી જતાં બન્ને ત્યાં જાયછે. ત્યાં ચિત્રફલક તેમના હાથમાં આવતાં, સાનંદાશ્ચર્યથી તે સંબંધી વાતો કરેછે, એટલામાં તે ખૂણામાં સુસંગતા અને સાગરિકા સંતાઈ રહીને સાંભળે છે, તેથી રાજાનો પ્રેમ ચિત્રમાં આલેખેલી સાગરિકા ઉપર થયેલો જાણીને, અન્યોન્ય વિનોદ કરેછે, અને સુસંગતા રાજા પાસે જતાં, તેઓ ચિત્રફલક સંતાડી દેછે, પણ સુસંગતાના જાણવામાં તે આવ્યું છે એમ જાણતાં રાજા તેને લાલચ બતાવેછે. છેવટે જ્યાં સાગરિકા છે ત્યાં તે તેમને લઈ જાયછે, અને પોતાની કોપવતી સખીનો હાથ ઝાલીને પ્રસન્ન કરવાનું કેહેછે. વિદૂષક કેહેછે કે, આ તો દેવી વાસવદત્તા છે, તેથી તેજ આવ્યાં સમજીને, દોડમદોડા થાયછે, પણ છેવટે તો ખરેખરી દેવીજ કાંચનમાલા સહિત નવમાલિકા જોવામાટે આવેછે, અને તેમને જોઇને વિદૂષક ચિત્રફલક કાખમાં સંતાડી દેછે, પણ નવમાલિકાને પુષ્પ આવ્યાની વાતના આનંદનેલીધે નાચવા જતાં ચિત્રફલક પડી જાયછે. તે જોઇને કાંચનમાલા ઉપાડી લઇ વાસવદત્તાને બતાવેછે. રાણીને ક્રોધ ચડેછે અને ત્યાંથી નીકળી જવાનું કરેછે. રાજા તેને પ્રસન્ન થવાનું કેહેછે, પણ તે નહિ માનતાં માથામાં વેદના થવાનું કહીને જતી રેહેછે, અને તેમને પ્રસન્ન કરચાવિના બીજો કાંઇ ઉપાય નહોતાં, રાજા તેમને રીઝવવાને અંતઃપુરમાં જાયછે.

એપ્રમાણે કદલીગૃહ નામે બીજો અંક સમાપ્ત થાયછે.



## अंक २ जो.

---

### प्रवेशक.

**सुसंगता.**—( હાથમાં મેનાનું પાંજરૂં લઈને પ્રવેશ કરી ) હા ધિક ! હા ધિક ! મારા હાથમાં આ મેનાનું પાંજરૂં સોંપીને મારી પ્રિય સખી સાગરિકા હજીલગણ ક્યાં રહી હશે ! ( પડદા ભણી જોઈને ) પેલી નિપુણિકા અહિં આવેછે, એને પૂછી જોઉં.

**निपुणिका.**—( એક ખૂણે પ્રવેશ કરીને ) મહારાજનો વૃત્તાંત મારા કળવામાં આવી ગયો, માટે જઇને ભર્ત્રીને નિવેદન કરી દઉં. ( પરિક્રમણ કરેછે. )

**सुसंगता.**—હલા ! વિસ્મયે કરીને ચંચલ થઈ ગયેલા ચિત્તવાળી નિપુણિકે ! મારો ભાવ પૂછ્યા ગાછ્યાવિના ક્યાં ચાલી જાયછે ?

**निपुणिका.**—કોણ પ્રિય સખી સુસંગતા ? હલા સુસંગતે ! મારા મનનો ભાવ તેં ઠીક પારખી કાહાડ્યો. મારા વિસ્મયનું કારણ એ છે કે, આજ ભર્ત્તા, શ્રી પર્વત ઉપરથી આવેલા શ્રીખંડદાસ નામના ધાર્મિક પાસેથી અકાલ સમયે પુષ્પોદ્‌ગમ થવાની દોહદ ક્રિયા શીખીને પોતાની નવમાલિકાલતાને પુષ્પસમૃદ્ધિથી શોભિત કરવાના છે, તેવિષે જાણવાનેમાટે દેવિયે મને મોકલી છે; પણ તું ક્યાં ગઈ હતી ?

**सुसंगता.**—પ્રિય સખી સાગરિકાને શોધવામાટે.

**निपुणिका.**—હલા ! તારી પ્રિય સખી સાગરિકા હાથમાં સમુર્ગક,[1] ચિત્રફલક[2] અને વર્ત્તિકા[3] લઇને કદલીગૃહમાં પ્રવેશ કરતી મેં જોઇ છે. માટે પ્રિય સખી ! તું ત્યાં જા, અને હું દેવી પાસે જાઉંછું.

એપ્રમાણે પ્રવેશક થયો.[4]

---

૧ શાવળું. ૨ ચિત્ર ચીતરવાની પાટી. ૩ પીંછી. ૪ શ્રીખંડદાસનું કથન તેનો પ્રવેશ થયાવિના ચેટી દ્વારાએ પ્રકટ કરવામાં આવ્યું. તેમજ, રાજા અકાલ પુષ્પાગમની ક્રિયા શીખ્યા છે તેથી તેપ્રમાણે થયું કે નહિ તે જાણવાનું દેવીને કુતૂહલ થયું. એપ્રમાણે ભૂત વૃત્તાન્તની સૂચના ચેટીરૂપ નીચ પાત્રદ્વારાએ પ્રકટ કરી. વળી જેવી રીતે સાગરિકાનું ઉપર વર્ણન

**सागरिका.**—[1](ચિત્રફલક અને વર્તિકા હાથમાં લઈ મદનાવસ્થા જણાવતી પ્રવેશ કરીને) હ્દય! પ્રસન્ન થા, પ્રસન્ન થા. જેમાં આયાસ એજ માત્ર ફળ છે એવા દુર્લભ જનની પ્રાપ્તિની ઈચ્છા છોડી દે. વળી જેના દર્શનથી તને આ પ્રમાણે સંતાપ થયો છે, તેને જોવાની ફરી અભિલાષા રાખેછે એ તારી મૂઢતા કેવી! અરે ક્રૂર હ્દય! જેની સાથે જન્મથી તે આજસુધી રહ્યું, તેને છોડીને, જેનો પરિચય માત્ર એક ક્ષણ વારજ થયો છે તેના પ્રતિ દોરાવામાં તને લાજ નથી લાગતી? અથવા, તારો શો દોષ! અનંગના શરપ્રહારથી ભયભીત થઈ જતાં, તું આ પ્રમાણે પ્રવૃત્ત થયું છે. ભલે, ત્યારે હું અનંગને ઠપકો આપુંછું. (ક્રોધસહિત) ભગવન્ કુસુમાયુધ! દેવ અને દાનવને જીતનાર એવો તું, એક અબલા જન ઉપર પ્રહાર કરતાં લાજતો નથી? (વિચાર કરીને) ખરી વાત, તું તો અનંગ છે, અને સર્વથા મારા સરખી મંદભાગિણીનું આ દુર્નિમિત્તથી મરણજ પાસે આવ્યું છે. (ચિત્રફલક નિહાળીને) જ્યાંસુધી અહિં કોઈ આવી પોહોંચ્યું નથી ત્યાંસુધી, મારા પ્રિય જનને ચિત્રમાં આલેખીને, અને પછી, સારીપેઠે નિહાળીને કરવાનું તે કરીશ. (એકાગ્ર ચિત્ત કરી દઈને અને નિશ્વાસ મૂકીને) ભયથી મારો અગ્ર [2]હસ્ત કંપેછે, તોપણ, તેને જોવાનો બીજો ઉપાય

---

કરવામાં આવ્યું તેવી રીતે તેનો પ્રવેશ થવાનો છે, એવું સૂચન કરી, તે કાંઇક ચિત્ર કાહાડવાની છે એવી ભવિષ્યની વાત નિવેદન કરી; તેમજ નવમાલિકામાં અકાલપુષ્પોદ્ગમ થશે એપણ ભવિષ્ય વૃત્તાન્ત જણાવ્યો માટે આ પ્રવેશકનું લક્ષણ થયું. (જુવો નાટ્યપ્રકાશ.)

બીજનો કિંચિત પ્રકાશ અને કિંચિત અપ્રકાશ થાય તે પ્રતિમુખસંધિ કેહેવાયછે. આ અંકમાં વત્સરાજ અને સાગરિકાનો સમાગમ થવાનો હેતુ, જે પ્રથમ અંકમાં જણાઈ આવેલી સાગરિકાની પ્રીતિ, તે સુસંગતા અને વિદૂષકના જાણવામાં આવી, તેથી કિંચિત પ્રકાશ થઈ; અને વાસવદત્તાને ચિત્રફલકના વૃત્તાન્તથી કાંઈક કલ્પનામાં આવી તેથી તે કાંઈક અપ્રકાશ પણ રહી. આ પ્રમાણે આખા અંકમાં પ્રતિમુખસંધિ થયેલો જોવામાં આવશે તેમાં તેના ૧૩ ભેદ થાયછે તેમાંથી જે જે ભેદ જે સ્થાને થયાછે તે તે સ્થાને તે બતાવવામાં આવશે.

૧ આ સ્થાને સાગરિકાનું જે બોલવું થયું છે તે વિલાસ છે. "રતિના ભોગને અર્થે જે ચેષ્ટા તે" વિલાસ કેહેવાયછે. અહિથી પ્રારંભીને સાગરિકાનું બોલવું થયું છે તે, ચિત્ર આલેખેછે ત્યાંસુધી, વિલાસ ભેદ થાયછે.

૨ આ સ્થાને સાત્વિકભાવનું કંપ લક્ષણ થયું. (જુવો રસપ્રકાશ.)

નથી, માટે જેમ તેમ કરીને એમનું ચિત્ર આલેખિને પ્રિય જનને નિહાળીશ. (ચિત્ર આલેખેછે.)

**सुसंगता.**—(પ્રવેશ કરીને) આ [1]કદલીગૃહ આવ્યું. ચાલ એમાં પ્રવેશ કરૂં. (પ્રવેશ કરી જોઈને સવિસ્મય) આ મારી પ્રિય સખી સાગરિકા ગાઢપ્રીતિથી વિહ્વલ ચિત્તવાળી અને કાંઈ આલેખતી હોય એવી જણાયછે, તેથી મને તે જોતી નથી. ઠીક છે, ત્યારે, હું પણ એની પાછળ જઇને દેખાઉં નહિ એમ તેનું હાર્દ જાણી લેઉં. (ધીરે ધીરે તેની પાછળ જઈ, જોઈને, સહર્ષ) શું ભર્ત્તા આલેખ્યા છે! ઠીક, પ્રિય સખી ઠીક, [2]કમલાકરવિના રાજહંસી બીજે સ્થાને પ્રેમ કરતી નથી.

**सागरिका.**—(આંસુ[3] સહિત) મેં આ આલેખ્યા છે; પણ નિરંતર પડતી અશ્રુધારાનેલીધે, મારી દૃષ્ટિ જોઈ શકતી નથી. (મ્હોં ઉંચું કરીને આંસુ લોહોતી સુસંગતાને જોઈ, પાલવ વતે ફલક સંતાડતી સ્મિત કરીને) કોણ, પ્રિય સખી સુસંગતા! (ઉઠી હાથ ઝાલીને) સખી સુસંગતે! અહિં બેશ.

**सुसंगता.**—(બેશીને બળે કરીને ફલક ખેંચી લઈ જોઈને) સખિ! આ તેં કોણ આલેખ્યો છે?

**सागरिका.**—(લજ્જા સહિત) મદનમહોત્સવ સમયે દીઠેલા ભગવાન અનંગ મેં આલેખ્યા છે.

**सुसंगता.**—(સસ્મિત) અહો, શી તારી નિપુણતા! પણ આ ચિત્ર શૂન્ય ભાસેછે, માટે હું પણ આલેખીને એ ચિત્ર રતિ સહવર્ત્તમાન કરૂંછું.

---

૧ અહિંથી આરંભીને તે, સાગરિકાનો હાથ રાજાએ ઝાલ્યો છે ત્યાંસુધી, રાજા, વિદૂષક, સુસંગતા, સાગરિકા એકઠાં થઈ ગયાં છે, માટે વર્ણસંહાર થયો.

"વર્ણ શબ્દે કરીને કેટલાક વિદ્વાનો પાત્રોનું ગ્રહણ કરેછે અને સંહાર શબ્દનો અર્થ મેળાપ કરેછે. એટલે ઘણા પાત્રો એકજ ઠેકાણે એકઠા મળે તે." નાટ્યપ્રકાશ.

૨ માનસરોવર. ૩ આ સ્થાને સાત્વિકભાવનો અશ્રુ ભેદ છે તે થયો.મારા રસપ્રકાશમાં તેનું લક્ષણ એ છે કે, "ક્રોધ, દુઃખ અને હર્ષ આદિથી આંખમાં પાણી આવેછે તે." આ સ્થાને દુઃખથી અશ્રુપાત થાયછે.

( વર્તિકા લઈને રતિને ઠેકાણે સાગરિકાનું ચિત્ર આલેખે છે. )

**सागरिका.**—( જોઈને ક્રોધ સહિત ) સખિ ! આ સ્થાને તેં મને શું કરવાને આલેખી ?

**सुसंगता.**—( હશીને ) સખિ ! વિના કારણ તું શું કરવા કોપેછે ? તેં જેવો કામ આલેખ્યો, તેવી મેં રતિ આલેખી છે, માટે અહો અન્યથા કલ્પના કરનારી ! તારો બકબકાટ જવાદે, અને જે ખરો વૃત્તાન્ત હોય તે કહી દે.

**सागरिका.**—(લજ્જા સહિત સ્વગત ) શું પ્રિય સખી મારી વાત કળી ગઈ ? ( પ્રકાશ ) પ્રિય સખિ ! મને બહુ લાજ આવેછે, માટે આ વાત બીજું કોઈ જાણી શકે નહિ, એમ કૃપા કરીને કરજે.

**सुसंगता.**—સખિ ! મા લજવા. તારા સરખા કન્યારત્નનો અભિલાષ ખરેખર એવાજ વરમાં થવો જોઇયે. તોપણ, કોઈ આ વાત જાણે નહિ એમ હું કરીશ. તથાપિ આ બુદ્ધિશાળી સારિકાએ સર્વે વૃત્તાન્ત સાંભળ્યો છે તેથી એ કાંઇ બોલી જાય નહિ તો સારૂં.

**सागरिका**[1].—સખિ ! આથી તો મને અધિક સંતાપ પીડેછે. ( એમ કહી મદનાવસ્થા પ્રકટ કરેછે.)

**सुसंगता.**—( તેના હૃદય ઉપર હાથ મૂકીને ) સખિ ! શાન્ત થા, શાન્ત થા. હું આ [2]દીર્ઘિકામાંથી કમલપત્ર અને મૃણાલિકા લઇને સત્વર આ આવી. ( એમ કહી, ઊઠીને જાયછે અને પાછી તરતજ આવી કમલપત્ર હૃદય ઉપર મૂકે છે અને મૃણાલના વલય કરીને ઘાલેછે તથા કમળપત્રની શય્યા કરેછે.)

**सागरिका.**—સખિ ! આ કમળપત્ર અને મૃણાલ વલય કાહાડી નાંખ્. એની કાંઈ અગત્ય નથી. તું શું કરવા શ્રમ વેઠેછે ? હું કહુંછું કે દૂર કર્, દૂર કર્.[3]

---

૧ આ સ્થાનથી તે, ગીતિ પૂર્ણ થઈ ત્યાંસુધી, સાગરિકાએ શીતોપચારનો અનાદર કરયો માટે વિધૂત નામનું પ્રતિમુખસંધિનું અંગ થયું, અને સાહિત્યદર્પણના મત પ્રમાણે “ કરો પણ ઉપાય ચાલ્યો નહિ તેથી સંતાપ થયો માટે તાપન ” અંગ થયું. “ ૩ વિધૂત–ઉપચાર આદિમાં અનહ્ઇચ્છા અથવા અભાવ.” નાટ્ય પ્રકાશ.

૨ તલાવ. ૩ અહિ પૂર્વરાગની વ્યાધિ નામની આઠમી દશા થઈ.

( ગીતિ. )

દુર્લભ જનમાં પ્રીતિ, લજ્જા ગુરવી પરાધીને પ્રાણુ;
પ્રિય સખિ! પ્રેમ વિસમ છે, માટે કેવળ મરણુ[1] શરણુ જાણુ. ૨૫

( એમ કહીને મૂર્છા[2] પામેછે. )

**नेपथ्ये.** ( કલકલ થાયછે. )

( કવિત. )

તૂટતાં રહેલી સોનાસાંકળ ગળાનીમાંહ,
તેને આમ તેમ તે તો ચોમેરથી ખેંચતો;
દોઢીનાં ઓલંઘે દ્વાર, દોડવાની છટાથકી,
તેથી પગઝાંઝરનો ઝંકાર ઘણો થતો;
ઉત્સવ જોવાને માટે આવેલા લોકના થોક,
તેને મન અતિશય ત્રાસ ઉપજાવતો;
શોધવાને ચારે પાસ અશ્વપાળ લાગ્યા એવો,
મન્દુરાથી[3] છૂટ્યો કપિ પેઠો દ્વાર[4] આવતો. ૨૬

વર્ષવર[5] નાસે બધા ચારેમેર લાજ છોડી,
કારણ કે મનુષ્યમાં તેની ગણના નથી;
આ વામન[6] ત્રાશી ત્રાશી કંચુકીની પાસે નાશી,
તેના મ્હોટા ઝબામાંહ્ પેશી જાયછે મથી;
ચોમેર ભાગીજનારા અંતેવાસી[7] તેઓએ તો,
પોતાતણા નામયોગ્ય ઉચિત આદરયું છે;
કુબ્જાઓ[8] રખેને કપિદૃષ્ટિમાંહ આવી જાય,
માટે નમી નમી નીચું અંગ અતિ કરયું છે. ૨૭

---

૧ આ પૂર્વરાગની મરણુ નામની દશમી દશા છે.

૨ પૂર્વરાગ વિષે બે મત છે તેમાંથી બીજાના અભિપ્રાય પ્રમાણે બીજી દશ સ્મરદશા મારા બનાવેલા રસપ્રકાશમાં જણાવી છે તેમાંની મૂર્છા નામની નવમી દશા આ સ્થાને થઈ.

૩ ઘોડાર. ૪. રાજદ્વાર, મેહેલ. ૫ નાઝર, ખોજા, ષંઢ. ૬ ઠીંગણો. ૭ કિરાત—નગરના છેલ્લા ભાગમાં વસનારા માટે ત્યાં નાઠા. ૮ કેડમાંથી વળી ગયેલી. ૨૬ અને ૨૭ એ બે છંદમાં આવેલું વર્ણન આરભટી વૃત્તિનું અવપાત નામનું અંગ થયું છે. "૪ અવપાત—ભય તથા હર્ષથી વિદ્રવ (નાસવું) થાય, નિપાત, સંભ્રમ, આવરણુ, શીઘ્રપ્રવેશ અને નિષ્ક્રમણુ થાય." નાટ્યપ્રકાશ. વળી ભયાનક રસ થયો છે.

**सुसंगता.**—( સાંભળીને, ભ્રમ સહિત ) સખિ! ઉઠ, ઉઠ. આ દુષ્ટ વાનર અહિં આવેછે.

**सागरिका.**—સખિ! હવે આપણે શું કરવું?

**सुसंगता.**—તે જતો રેહે ત્યાંસુધી, આ તમાલ વિટપના અંધકારમાં આપણે પેશીને રહા જોઇયે. ( બંને જઈને એકાન્તે ઉભી રેહેછે. )

**सागरिका.**—સખિ! ચિત્રફલક તું ત્યાં વીસરી આવી? કદાપિ કોઈના જોવામાં આવશે તો?

**सुसंगता.**—અયિ સુસ્થિતે! હવણાં તે ચિત્રફલકનું શું કામ છે? આ દધિભક્તલંપટ, સારિકાનું પાંજરૂં ઉઘાડી નાંખી, નાશી ગયો; અને તે મેધાવિની ઉડીને પેલી જાય; માટે ચાલ્ આપણે એને પકડી પાડિયે. નહિ તો આપણું રહસ્ય તેણે સાંભળ્યું છે તે બોલી દેશે.

**सागरिका.**—સખિ! ખરી વાત, ચાલ્ આપણે જઇયે. ( એમ કહી બંને જાયછે. )

**नेपथ्ये.**—હી, હી, અહો, આશ્ચર્ય! આશ્ચર્ય!

**सागरिका.**—( જોઈને ) સુસંગતે! શું પેલો દુષ્ટ વાનર ફરીને આવતો હશે?

**सुसंगता.**—( જોઈ તથા હશીને ) અયિ કાતરે! બીહીશ મા. એ તો ભર્ત્તાની પડખે રેહેનારો આર્ય વસંતક છે.

**वसंतक.**—( પ્રવેશ કરીને ) હી હી અહો! આશ્ચર્ય! આશ્ચર્ય! ઠીક કર્યું, શ્રીખંડદાસ ધાર્મિક, ઠીક કર્યું.

**सागरिका.**—( આતુરતાથી જુવેછે ) સખિ, સુસંગતે! આ જન તો કુટડો દેખાયછે!

**सुसंगता.**—અયિ સુસ્થિતે! એ જોવાનું તે તારે શું કામ છે? સારિકા વેગળી જતી રહી. ચાલ્ આપણે તેને પકડી પાડિયે.

( એમ કહી જાયછે. )

[1]**वसंतक.**—વાહ રે! શ્રીખંડદાસ ધાર્મિક, વાહ! એણે એકજ વાર દોહદ કર્યું એટલામાં તો નવમાલિકા આવી થઇ ગઇ!

---

૧ આ સ્થાનથી આરંભીને તે, વિદૂષકના હાથમાં ચિત્રફલક આવેછે ( જુવો ૩૨ પૃષ્ઠ ) ત્યાંસુધી, અને વળી તે લેવાને સાગરિકા તથા સુસંગતા ફરીને કદલીગૃહમાં આવેછે ત્યાંસુધી, સાગરિકાનો રાજાવિષે થયેલો બિન્દુરૂપ અનુરાગ, ચિત્રપટદ્વારાએ પ્રસિદ્ધ થયો છતાં, નષ્ટ પામ્યો છે, એટલે વચ્ચે

અને તે નિરંતર પુષ્પના ગુચ્છ વિકસિત થવાથી, પાસેના ઝાડને શોભાવતી દેવીની માધવીલતાને જાણે હસતી હોય એવી જણાયછે; માટે હું સત્વર જઇને પ્રિયવયસ્યને વધામણી આપું.

( પરિક્રમણ કરીને તથા જોઇને. )

આ પ્રિયવયસ્યને દોહદની ખાત્રી હોવાથી, તે લતા પરોક્ષ છતાં પણ પ્રત્યક્ષ હોય, અને જાણે કુસુમિત થઈ હોય એમ માનતા, હર્ષથી વિકાસિત નયન સહવર્તમાન આ અહિં પધારેછે માટે હું એમના સામો જાઉં. ( એમ કહી રાજા પાસે જાયછે. )

**राजा.**—( પ્રથમ જણાવ્યા જેવા વેશમાં પ્રવેશ કરીને, સહર્ષ. )

( કવિત. )

[1]ઘટ્ટ [2]ઉત્કલિકાવાળી, [3]વિપાંડુર કાન્તિવાળી,
ને [4]પ્રારબ્ધ જૃંભાવાળી, જોતામાં જણાયછે;
અવિરલ [5]શ્વસનના આવવાથકીજ તે તો,
ખેદ ધરાવતી એવી જે અહિં દેખાયછે;
એવી આ જે સમદન[6] ઉદ્યાન લતાને આજ,
અન્યતણી નારી પેઠે હું જોનાર થાઉંછું;
તેથી દેવીના મુખને વિપાટલ[7] ઘૂતિવાળું,
કોપથી કરાવાકાજ ખરેખર ચાઉંછું. २८

બીજી વાત પેશી ગઈ છે, તે નાયક નાયિકાનો સમાગમ થયો ત્યારે બિન્દુ ફરીને ઉદ્દીપિત થયું માટે તે સ્થાને પ્રતિમુખસંધિનું પરિસર્પ અંગ થયું છે. જુવો આગળ પૃષ્ઠ ૩૭.

" ૨ પરિસર્પ-પ્રથમ દેખાયલું બિંદુ, પછીથી નષ્ટ પામ્યું છતાં, તેને ફરીને અનુસરવા રૂપી યત્ન કરવું તે." નાટ્યપ્રકાશ.

૧ આ સ્થાને પતાકાનો ભેદ જે તુલ્યવિશેષણતા અથવા સમાસોક્તિ થાયછે તે છે. કેમકે લતાનું વર્ણન કરતાં ભાવ્યર્થે જે સાગરિકા તેનો સંબંધ જણાઈ આવેછે. ૨ લતા પક્ષે-વિકાસિત થવાને તૈયાર થઈ રહેલી; સાગરિકા પક્ષે-ઉત્કંઠાવાળી. ૩ લતાપક્ષે, ફૂલ આવવાથી પાન્ડુરંગની થયેલી; સાગરિકા પક્ષે, વિરહે કરીને પાન્ડુ એટલે પૂર્વ રાગની અવસ્થા પામેલી. ૪ લતાપક્ષે-જેણે વિકાશ આરંભ્યો છે એવી; સાગરિકા પક્ષે, બગાસાં ખાતી—જે સાત્વિક ભાવ ગણાયછે. ૫ લતાપક્ષે-અસાધારણ વાયુ-સાગરિકા પક્ષે અસાધારણ શ્વાસોશ્વાસ. ૬ લતાપક્ષે, વસંતની અસરવાળી; સાગરિકા પક્ષે, કામની અસરવાળી. ૭ ધોળું અને લાલ કાન્તિવાળું.

તે વૃત્તાન્ત જાણવાને વસંતકને મોકલ્યો છે તે હજીલગણ કેમ ના આવ્યો?

**विदूषक.**—( સહસા પાસે આવીને ) જય થાઓ, જય થાઓ, પ્રિય વયસ્ય, અહો વયસ્ય! વધામણી છે. નવમાલિકા પુષ્પિત થઇ ગઇ.

**राजा.**—વયસ્ય! શો સંદેહ? મણિ, મંત્ર અને ઔષધિનો મહિમા અચિંત્ય છે. જો,

( સાટક. )

શ્રી પુરૂષોત્તમ કંઠમાંહ મણિને ભાળી અરિ નાશિયા,<br>
ગરૂડે જેહ હણેલ સાપ, મંત્રે પાતાળમાં પેશિયા;<br>
લક્ષ્મણ જે કપિ મેઘનાદનાથી માર્યા ગયા જાહરે,<br>
લીધો ઔષધિનો સુગંધ સરવે પાછા ઉઠયા તાહરે. २९[1]

માટે માર્ગ બતાવ કે તે જોઇને આપણે આપણી આંખોનું સાફલ્ય કરિયે.

**विदूषक.**—( ડોળ ધારણ કરીને ) આ રસ્તે મહારાજ, આ રસ્તે.

**राजा.**—આગળ ચાલવા માંડ.

( બંને જણા સગર્વ પરિક્રમણ કરેછે. )

**विदूषक.**—( સાંભળીને સભય પાછો વળી, રાજાનો હાથ ઝાલી સંભ્રમ સહિત ) ચાલો વયસ્ય! અહિંથી આપણે નાશી જઇયે.

**राजा.**—શામાટે?

**विदूषक.**—અરે, આ બકુલના ઝાડ ઉપર ભૂત હોય એમ લાગેછે.

**राजा.**—મૂર્ખ, તને ધિઃકાર છે. નિર્ભય થા. અહિયાં વળી ભૂતનો સંભવ કયાંથી?

**विदूषक.**—ચોખા બોલ બોલેછે ને! જો મારૂં માનો નહિ તો આપ જરા આગળ જઇને સાંભળો.

**राजा.**—( આગળ જઇ સાંભળીને. )

( ગીતિ. )

સ્પષ્ટ વચન મૃદુ સ્વર ને સ્વભાવથી છે મધુર સ્ત્રીવાણી;<br>
લઘુ અંગે આ વદતી છે સારિકા એમ અહિં જાણી. ३०

( ઉંચું જોઇને, સ્મિત કરીને ) અહો, આ તો સારિકાજ.

---

१ છંદ २९ માં કાવ્યલિંગ અલંકાર છે.

**विदूषक.**—(ઉંચું જોઇને) ખરેખાત એ સારિકાજ છે.

**राजा.**—( હશીને ) એ તો એજ છે.

**विदूषक.**—અહો વયસ્ય! આપ તો બીકણ છો. સારિકાને ભૂત ઠોકી બેસાડોછો.

**राजा.**—મૂર્ખ, ધિઃકાર છે તને, તુંજ એવું કેહેછે ને મારે માથે નાંખી દેછે?

**विदूषक.**—અરે, જ્યારે એમ છે ત્યારે હવે મને અટકાવશો નહિં. ( રોષથી એક વાંસ ઊપાડીને ) અરે દાસીપુત્રી! તું એમ સમજેછે કે વસંતક ખરેખર બીહેછે. ઠીક છે, જરા વાર થોભ, આ ચાડિયા જેવાના હૃદય સરખા કુટિલ વાંસથી પાકેલા કાંઠાની પેઠે બકુલના ઝાડ ઉપરથી હવણાં તને ભોંય ઉપર પાડી નાંખુંછું. ( એમ કહી મારવા તૈયાર થાયછે. )

**राजा.**—( નિવારીને ) મૂર્ખ! સાંભળ, એ આવું રમણીય બોલેછે તેને શું કરવાને ત્રાસ પમાડેછે, જવા દે.

( બંને સાંભળેછે. )

**विदूषक.**—( સાંભળીને ) બ્રાહ્મણને ભોજન આપો, એમ એ કેહેછે.

**राजा.**—તારા જેવા પેટભરાને તો પેટનીજ વાતો હોયછે, તે જવા દે અને ખરૂં કેહે. એ સારિકા શું કેહેછે?

**विदूषक.**—( સાંભળીને ) અહો, એ તો એમ કેહેછે કે, "[1]સખિ, આ સ્થાને તેં મને શું કરવાને આલેખી?" "[2]વિનાકારણ તું શું કરવા કોપેછે? તેં જેવો કામ આલેખ્યો તેવી મેં રતિ આલેખી છે."

અહો વયસ્ય! આ તે શું હશે?

**राजा.**—વયસ્ય, મને લાગેછે કે, કોઇ નાયિકાએ પ્રીતિથી હૃદયવલ્લભ આલેખીને કામના મિષથી સખી આગળ છૂપાવ્યો હશે, અને તે સખિયે તેનો હાર્દ જાણી ચતુરાઇથી, તે સ્રીને રતિને બદલે આલેખી બતાવી હશે.

**विदूषक.**—અહો વયસ્ય, એમજ છે, એમજ છે.

---

૧ સાગરિકાનું બોલવું. ૨ સુસંગતાનું બોલવું. જુવો પૃષ્ઠ ૨૪.

( છોટિકા[1] કરી બતાવેછે. )

**राजा.**—અહો વયસ્ય! છાનો રેહે. જો એ વળી બોલેછે, સાંભળ. ( બંને સાંભળેછે. )

**विदूषक.**—અહો વયસ્ય! ફરી પણ એ એમ કેહેછે કે, "[2]સખિ! મા લજવા, તારા સરખી કન્યારત્નનો અભિલાષ ખરેખર એવાજ વરમાં થવો જોઇયે."

વયસ્ય! જે કન્યારત્ન આલેખ્યું હશે તે ખરેખાત દર્શનીય હશે.

**राजा.**—વયસ્ય! જો એમ છે તો આપણે સાવધ થઇને સાંભળિયે. હવે આપણને કુતૂહલ જાણવાનો સમય આવ્યો છે.

**विदूषक.**—અહો વયસ્ય! પંડિતાઇનો ગર્વ આપ કરો નહિ. હું એના મુખથી સાંભળીને સર્વે આપને નિવેદન કરીશ. ( બંને સાંભળેછે. )

અહો વયસ્ય! એ શું બોલી તે આપ સમજ્યા કે? "[3]સખિ! આ કમલપત્ર અને મૃણાલ વલય કાહાડી નાંખ. એની કાંઇ અગત્ય નથી. તું શું કરવા શ્રમ વેઠેછે."

**राजा.**—વયસ્ય! માત્ર મેં સાંભળ્યું એટલુંજ નહિ પણ અભિપ્રાય પણ સમજી ગયો.

**विदूषक.**—અહો! આ દાસીપુત્રી સારિકા હજી પણ દુર દુર કર્યાં કરેછે, માટે સર્વે સાંભળીને પછી તેની વ્યાખ્યા હું કરીશ.

**राजा.**—તેં ઠીક કહ્યું. ( ફરી સાંભળેછે. )

**विदूषक.**—અહો વયસ્ય! આ દાસીપુત્રી સારિકા ચતુર્વેદી બ્રાહ્મણની પેઠે ઋચા ભણવા મંડી ગઈ.

**राजा.**—વયસ્ય! મારૂં ચિત્ત બીજામાં જવાથી હું ધારણ કરી શકયો નથી, તું કહી સંભળાવ.

**विदूषक.**—એ એમ કેહેછે કે,

ગીતિ.

દુર્લભ જનમાં પ્રીતિ, લજ્જા ગુરવી, પરાધિને પ્રાણ;
પ્રિય સખિ! પ્રેમ વિસમ છે, માટે કેવલ મરણ શરણ જાણ. ૨૫

---

૧ તર્જની આંગળીને હલાવવી. ૨ સુસંગતાનું બોલવું. ૩ સાગરિકાનું બોલવું. જુવો પૃષ્ઠ ૨૪.

**राजा**.—(સસ્મિત) વયસ્ય! તારા જેવા બ્રાહ્મણવિના આવી ઋચાનો મંત્ર તે કોણ જાણી શકે?

**विदूषक**.—ત્યારે એ શું છે?

**राजा**.—એ તો ગીતિ છે.

**विदूषक**.—શું ગીતિ છે. વારૂ ત્યારે એણે એમાં શું કહ્યું?

**राजा**.—વયસ્ય! કોઇ શ્લાઘ્ય યૌવનવાળી અને પ્રિયતમના વિરહવાળી સ્ત્રિયે જીવિતની અપેક્ષા મૂકીને આ ઉક્તિ કરી છે.

**विदूषक**.—(ખૂબ હશીને) આવું વાંકું શું કરવાને બોલોછો. સીધે સીધું કહી દો, કે, મનેજ ન મળવાથી કોઇ સ્ત્રિયે જીવિતની અપેક્ષા મૂકીને આ ઉક્તિ કરી છે. જો એમ ન હોય તો કામદેવના મિષથી આપ વિના બીજા કોનું ઓઠું આપી શકાય?

(તાળિયો ઠોકતો ખૂબ હસેછે).

**राजा**.—(ઉંચું જોઇને) ધિઃકાર છે મૂર્ખ. તારી તાળિયોથી અને ખડખડાટ હસવાથી એ તપસ્વિની મેના બ્હીને ક્યાંક ઉઠી ગઇ. (બંને નિહાળીને જુવેછે.)

**विदूषक**.—અહો, વયસ્ય! કોપ[1] કરો નહિ, ક્ષમા કરો. એ-તો કદલીગૃહમાં ગઇ. ચાલો આપણે પણ ત્યાં જઇયે. (જાયછે.)

**राजा**.— (માલિની છંદ.)

કુસુમશર[2] વ્યથા જે, ધારતી નારીં ભારી
કથન નિજ સખીશુ બોલતી દુઃખકારી
શુણી શિશુ, શુક, મેના, બોલતાં જો શુણાય
પુરૂષ વિરલ તે આ લાભ તેનોજ થાય. ૩૧

**विदूषक**.—વયસ્ય! આ કદલીગૃહ આવ્યું, ચાલો આપણે પ્રવેશ કરિયે. (બંને પ્રવેશ કરેછે). વયસ્ય! દાસીપુત્રી સારિકાના શોધની માથાકૂટ જવા દ્યો. અહિયાં મલયાચલના પવનથી કંપાયમાન થતી બાલ કદલીથી શીતલ રહેલા આ શિલાતલ ઉપર બેશીને બે ઘડી વિસામો લઇયે.

**राजा**.—જેવી તારી ઇચ્છા. (બેસેછે). (નિશ્વાસ મૂકીને ફરીને બોલેછે.)

---

૧ સાહિત્યદર્પણના મત પ્રમાણે "કરેલા કામવિષે પ્રાર્થના કરવી એટલે ક્ષમા માગવી તેનું નામ પર્યુપાસન. આ સ્થાને વિદૂષકે ક્ષમા માગી છે માટે તે અંગ થયું. ૨ ફુલનાં બાણ જેને છે એવો કામદેવ.

કુસુમશર વ્યથા જે, ધારતી નારી ભારી
કથન નિજ સખીશું બોલતી દુઃખકારી
શુણી શિશુ, શુક, મેના, બોલતાં જો શુણાય
પુરૂષ વિરલ તે આ લાભ તેનોજ થાય. ३१

**विदूषक.**—(એક બાજુએ જોઈને) અહો વયસ્ય! સારિકાના આ પાંજરાનું દ્વાર વાનરે ઊઘાડી નાંખ્યું હશે.

**राजा.**—વયસ્ય! બરાબર તપાશીને જો.

**विदूषक.**—જેવી આપની આજ્ઞા. (પરિક્રમણ કરી જોઈને) આ તો ચિત્રફલક છે, તે ઉપાડી લઉં. ([1]લઈ જોઈને હર્ષથી નાચેછે.)

**राजा.**—(સકૌતક) એ શું છે?

**विदूषक.**—આપને વધામણી છે. મેં આપને કહ્યું હતું કે આપનેજ આલેખ્યા હશે. જો એમ ન હોય તો કામદેવને ઠેકાણે જેની ગણના થાય એવો બીજો કોણ હોય?

**राजा.**—(હાથ લાંબો કરીને) સખે, બતાવ.

**विदूषक.**—આપને હું નહિ બતાવું. તે કન્યા પણ આમાં આલેખી છે તે પારિતોષિક મળ્યાવિના કાંઇ બતાવવામાં આવે કે?

**राजा.**—(કડું આપીને બળથી ખેંચી લઈને જુવેછે અને સવિસ્મય) વયસ્ય! જો,

(ગીતિ.)

કમળ લિલાએ વીંઝતી, અધિકજ મુજ પક્ષપાત સૂચવતી;
ચિત્રગતા કયિ સ્ત્રી આ? માનસ[2] પ્રતિ રાજહંસી સમ સરતી. ३२

વળી,—પૂર્ણ શશી સદશ મુખ, ધાતાએ આ બનાવીને ચારૂ;
નિજ આસનનું [3]અંબુજ, મિંચાતાં સ્થિત દુખે થયા ધારૂં.३३

(એક ખૂણામાં સુસંગતા અને સાગરિકા પ્રવેશ કરેછે.)

**सुसंगता.**—સખિ! સારિકા તો હાથ આવી નહિ, ત્યારે ચિત્રફલક આ કદલીગૃહમાંહેથી લઈ લેવા આપણે જઇયે.

**सागरिका.**—સખિ! ભલે, એમ કરિયે. (જાયછે.)

---

૧ અહિંથી પ્રારંભીને તે ૩૮ મા છંદની સમાપ્તિસુધી રાજા, વિદૂષક, સાગરિકા અને સુસંગતાના અન્યોન્ય ઉત્તર પ્રત્યુતરથી ઉત્તરોત્તર અનુરાગ બિંદુનું ઉદ્ઘાટન થયું તેથી પ્રતિમુખસંધિનું પ્રગમન અંગ થયું. ૨ માનસરોવર; મન. પૂર્ણઉપમા અલંકાર છે. ૩ મુખચંદ્ર પ્રકાશતાં કમલ મેંચાય તેથી તે ઉપર બ્રહ્મા બેશી શકે નહિ.

**विदूषक.**—અહો વયસ્ય! એને નમ્રમુખી શા માટે આલેખી હશે?

**सुसंगता.**—( સાંભળીને ) સખિ! વસંતક અહિં બોલેછે, તેથી હું ધારૂંછું કે ભર્ત્તા પણ અહિંજ હશે, માટે આ કદલીગૃહના ગુહ્મમાં લપાઇને આપણે સાંભળિયે. ( બંને સાંભળેછે. )

**राजा.**—વયસ્ય! જો, જો, ( એમ કહી પ્રથમનો માલિની છંદ બોલેછે. )

> કુશમશર વ્યથા જે ધારતી નારીં ભારી,
> કથન નિજ સખીશુ બોલતી દુઃખકારી;
> શુર્ણો શિશુ, શુક, મેના, બોલતાં જો શુણાય;
> પુરૂષ વિરલ તે આ લાભ તેનોજ થાય. ३१

**सुसंगता.**—સખિ! વધામણી છે. આ તમારા હૃદયવલ્લભ તમારૂંજ વર્ણન કરેછે.

**सागरिका.**—( લજ્જા સહિત ) પરિહાસ કરીને મારા સરખા જનની હલકાઇ શું કરવા કરેછે?

**विदूषक.**—( રાજાને ઢંઢોળીને ) હું કહુંછું કે, એને નમ્રમુખી શામાટે આલેખી છે.

**राजा.**—વયસ્ય! સારિકાએ બધું નિવેદન કરી દીધું છે.

**सुसंगता.**—( હશીને ) સખિ! સારિકાએ તો પોતાની બુદ્ધિ બતાવી દીધી.

**विदूषक.**—આપના નેત્રને સુખ આવેછે કે નહિ?

**सागरिका.**—( સાંભળીને, અધીરાઈથી સ્વગત ) કોણ જાણે શું કેહેશે, હું તો મરણ અને જીવિતના વચમાં ડોલાયમાન છું.

**राजा.**—વયસ્ય[1]! સુખ આવવાની વાત શી કેહેછે? જો,

( કવિત.[2] )

> ઉરૂ યુગનું કષ્ટથી, વ્યતિક્રમણ થઇને,
> નિતંબ સ્થળનીમાંહ સુચિર ભમી ગયો;

---

૧ આ રાજાનું કથન સાંભળીને સાગરિકાને અરતિની કાંઇક શાન્તિ થઇ તેથી પ્રતિમુખસંધિનું શમ અંગ થયું. "૪ શમ–અરતિની શાન્તિ."

નાટચપ્રકાશ.

૨ આ–૩૪ મા છંદમાં સાગરિકાના આખા શરીર ઉપર દૃષ્ટિ પડતાં તેનું વર્ણન કરવામાં કોઈ પથિકની મુસાફરીનું વર્ણન થઇ જાયછે. સમાસોક્તિ અલંકાર છે.

ત્રીવલી રૂપી તરંગ તેને લીધે વિષમ છે,
એવા મધ્ય દેશમાંહ્ દૃષ્ટિપાત તો થયો;
અચળ થયેલી દૃષ્ટિ ત્યાંથી ધીરે ધીરે વળી,
તુંગ સ્તન ઉપર તે આરોહી રહેલ છે;
તૃષાતુર થઈ હોય તેમ જલ લવ વે'તા,
બે લોચનની ભણી તે છેવટ ગયેલ છે. ૩૪

**सागरिका.**—(સાંભળીને સ્વગત) હૃદય પ્રસન્ન થા, પ્રસન્ન થા. ધીરજ ધર, ધીરજ ધર. તારો મનોરથ હવે આટલે સુધી આવી પોહોંચ્યો છે.

**सुसंगता.**—સખિ! સાંભળ્યું તેં?

**सागरिका.**—(હશીને) તારીજ કૃતિનું વર્ણન થાયછે, તો તુંજ સાંભળ.

**विदूषक.**—(ફલક નિહાળી જોઈને) અહો વયસ્ય! આવી સ્ત્રિયો પણ એપ્રમાણે આપનો સમાગમ બહુ ઇચ્છે છે, તો પછી, એ-વિષે આલેખેલા એવા આપના સ્વરૂપને નહિ જોતાં આપ આ-પનોજ પરાભવ શામાટે કરોછો?

**राजा.**—(નિહાળીને) વયસ્ય! મને એણે આલેખ્યો છે તેથી મારા મનમાં ઘણું માન સમજુંછું, તો પછી હું મારૂં ચિત્ર શું કરવા ન જોઉં? જો,

(ચોપાયા અથવા મરેઠી ચાલની સાખી.)

[1]મારૂં ચિત્ર ચિતરતી વેળા, પડી આંસુની ધારા,
તે જાણે એના કરતલના, સ્પર્શ થવાથી મારા
અંગ ઊપર તો સ્વેદતણો કાંઇ ઉદ્‌ગમ જાણે આવ્યો
એવી રીતે અહિં દેખાઇ અવસર આ શોભાવ્યો. ૩૫

**सागरिका.**—હૃદય! ધીરજ ધર, ધીરજ ધર.

**सुसंगता.**—સખિ! તું ધન્ય છું, અને તું શ્લાઘનીય છું, કે તારા ભર્ત્તા આ પ્રમાણે તારાં વખાણ કરેછે.

**विदूषक.**—(એક બાજુ જોઈને) અહો વયસ્ય! આ વળી સરસ કમલપત્ર અને મૃણાલનું રચેલું શયન તેની મદનાવસ્થા સૂચવ-નારૂં દેખાયછે.

---

૧. છંદ-૩૫ માં ઉત્પ્રેક્ષા અલંકાર છે.

**राजा.**—વયસ્ય! તેં ઠીક લક્ષ પોહોંચાડયું, એમજ છે.[1]

( કવિત. )

પીન સ્તન જઘનના સંગથી બંને બાજુએ,
પરિમ્લાન તો થયેલું જે અહિં જણાયછે;
વિરહ સંતાપે કરી ક્ષિણ થયેલી કટીનો,
મેળાપ વચ્ચે ન થતાં હરિત દેખાયછે;
શિથિલ ભુજ લતાઓ અહિં તહિં નાંખવાથી;
અસ્તાવ્યસ્ત થયેલું જે અહિયાં પડેલ છે;
એવું આ પદ્મપત્રનું શયન કરેલું તેણે,
કૃષાંગીતણો સંતાપ સન્મુખ કરેલ છે. ૩૬
છાતીપર મૂકેલું આ, વિશાલ કમલ પત્ર,
અતિશય પરિતાપે ગ્લાનિ જે પામેલ છે;
એવા મંડળ આકાર આ બે ચિન્હ વડે એની,
સ્તનયુગવિશાળતા જેવી જણાવેલ છે;
તેવી અંગ અંદરમાં ઉપજેલા મદનની,
પીડા તેને થયેલી જે કાંઈ તો હશે ખરી;
તેવી તેની તે અવસ્થા સ્પષ્ટ જણાવી દેવાને,
સમર્થ થતું નથી તે જરાય કાંઇ કરી. ૩૭

**विदूषक.**—( મૃણાલિકા ઉપાડી લઈને ) અહો વયસ્ય! ખરે આ એના પીન સ્તન ઉપરથી પડી જવાથી ખેદ પામતો કોમલ મૃણાલહાર છે. આપ જુવો.

**राजा.**—( લઈને હૃદય સાથે ચાંપી, ડપકા સહિત ) અહો, જડ પ્રકૃતે![2]

( સાટક છંદ. )

હે તું હાર! મૃણાલના, પડી ગયો તેના કુચો મધ્યથી,
શા કારણ સોસાય છે કથ્ ખરે, કે'વાનું તે સઘથી;
તેના બે સ્તનમાંહ સૂક્ષ્મતર તો, તંતુ શકે ના રહી,
તો પછી તો તુજને મળેજ કયાંથી, જગ્યા રહ્યાની કહીં. ૩૮

**सुसंगता.**—( આત્મગત ) હા ધિક્, હા ધિક્! અતિ અનુરા-

---

૧ છંદ ૩૬–૩૭ માં અનુમાન અલંકાર છે. પથારીમાં સાગરિકા સૂતેલી તેથી તેના શરીરના જુદા જુદા ભાગથી પથારીની સ્થિતિ સૂચવતાં વિરહનું અનુમાન કરાવેછે. ૨ છંદ ૩૮ માં અલ્પાલંકાર છે.

ગથી આકર્ષાયલા ચિત્તવાળા ભર્ત્તા અસંબદ્ધ પણ કેહેવાને પ્રવૃત્ત થયા છે, માટે હવે વધારે વાર થવા દેવી ન જોઇયે. ઠીક છે ત્યારે, હવે એનો ઉપાય કરૂંછું. (પ્રકાશ.) [1]સખિ! જેને માટે તું અહિં આવી છું તે તો તારી પાસેજ છે.

**सागरिका.**—(ઈર્ષાસહિત) હું કોને માટે અહિં આવી છું?

**सुसंगता.**—(હસીને) અહો અન્યશંકિતે! ચિત્રફલકને માટે, તો તે લે.

**सागरिका.**—(સરોષ) હું તારા શ્લેષઅર્થવાળા વચનનો અર્થ સમજતી નથી, માટે હું અહિંથી જતી રહુંછું. (જવાની ઇચ્છા કરેછે.)

**सुसंगता.**—અયિ અસહને! એક મુહૂર્ત થોભ, એટલી વારમાં કદલીગૃહમાંથી હું ચિત્રફલક લઇને આવુંછું.

**सागरिका.**—સખિ! ભલે, એમ કર.

**सुसंगता.**—(કદલીગૃહભણી પરિક્રમણ કરેછે.)

**विदूषक.**—(સુસંગતાને જોઈને, સંભ્રમ સહિત) અહો વયસ્ય! ચિત્રફલક સંતાડી ઘો. દેવીની પરિચારિકા સુસંગતા આવી પોહોંચી છે.

**राजा.**—(લુગડાના છેડાથી ચિત્રફલક ઢાંકેછે.)

**सुसंगता.**—જય, જય મહારાજ!

**राजा.**—સુસંગતે! ભલે તું આવી, અહિં બેશ.

**सुसंगता.**—(બેસેછે.)

**राजा.**—[2]સુસંગતે! 'હું અહિં છું એમ તેં કેમ જાણ્યું?'

---

૧ આ સ્થાનેથી પ્રારંભીને તે સુસંગતાનું બોલવું 'તો તે લે.' થયું છે ણાંસુધી પરિહાસનું વચન બિંદુની સાથે મળતું આવવાથી પ્રતિમુખ સંધિનું નર્મ અંગ થયું. નર્મ એટલે પરિહાસ વચન. આ સ્થાને વળી વીથીના તેર અંગ માહેલું **નાલિકા** અંગ પણ થયુંછે.

૨ આ સ્થાનથી તે સુસંગતા સાગરિકાને પ્રસન્ન કરવાનું કેહેછે ત્યાંસુધીના લેખથી એમ જણાયછે કે, સુસંગતાએ સાગરિકા ચીતરી અને સાગરિકાએ રાજાને આલેખ્યા એમ જણાવનારા સમાગમના ઉપાયભૂત સુસંગતાના વાકયથી બિંદુનું ઉદ્ઘાટન થયું માટે અહિં ઉપન્યાસ અંગ થયું.

સાહિત્યદર્પણમાં ઉપન્યાસનું લક્ષણ એમ લખ્યું છે કે, કૃપા સંપાદન કરવી. તો આ સ્થાને સુસંગતાએ રાજાની કૃપાની યાચના કરી છે માટે પણ એ અંગ થયું.

**सुसंगता.**—(હસીને)[1] મેં આપને જાણ્યા એટલુંજ નથી, પણ ચિત્રફલક સહિત સર્વે વાત જાણી છે, માટે હવણાં જઇને દેવીને નિવેદન કરૂંછું.

**विदूषक.**—(અપવાર્ય, સભય) અહો, [2]વયસ્ય! એ કેહે તેમ કરે એવી એ ગર્ભદાસી વાચાલ છે માટે એને સંતોષ પમાડો.

**राजा.**—તું ઠીક કેહેછે. (સુસંગતાનો હાથ ઝાલીને) સુસંગતે! આ તો અમે રમુઝ માટે કરચું છે. વિના કારણે તારે દેવીને સંતાપ ઉપજાવવો નહિ. લે આ તને પારિતોષિક આપુંછું. (કર્ણાભરણ અને કડું આપેછે.)

**सुसंगता.**—ભર્ત્તા! આપે શંકા આણવી નહિ, એ કર્ણાભરણ ને કડું રેહેવા ઘો. મેં પણ આપની કૃપાનેલીધે ઉપહાસ કરયો છે; પણ હું આપની એટલીજ કૃપા યાચુંછું કે, મારી પ્રિય સખી સાગરિકા મને કેહેછે કે, તેં મને શામાટે આલેખી? આવું કહીને તે મારા ઉપર કોપાયમાન થઇ છે, માટે તેનો હાથ ગ્રહણ કરી તેને પ્રસન્ન કરો.

**राजा.**—(શ્રમસહિત ઊઠીને) તે કયાં છે? બતાવ, બતાવ.

**सुसंगता.**—પેલી કદલીગૃહના ગુલ્મમાં સંતાઇ પેઠી છે.

**विदूषक.**—અહો! આ ચિત્રફલક હું લઈ જાઉં. કદાપિ એથી કાર્ય થશે.

**राजा.**—(સહર્ષ) એ માર્ગ બતાવ.

**सुसंगता.**—આ માર્ગે, મહારાજ.

(સર્વે કદલીગ્રહથી બાહાર આવેછે.)

**सागरिका.**[3]—(રાજાને જેઈને હર્ષ, અધીરાઈ અને કંપસહિત સ્વગત) એમને જેઇને, અતિ અધિરાઇથી, એક પગલું પણ ભરવાને હું શક્તિમાન થતી નથી, તો હવે મારે શું કરવું?

---

૧ વજ્ર અંગ આ સ્થાને થયાનું સાહિત્યદર્પણમાં સૂચવ્યું છે, કારણ, પ્રત્યક્ષ નિષ્ઠુર વચન સુસંગતા બોલી છે.

૨ અન્ય અભિપ્રાય પ્રમાણે, ઉપન્યાસ એટલે કારણ સહિત અર્થનો ઉપાય કરવો તે. આ સ્થાને સુસંગતા વાત કેહે નહિ એટલા માટે તેને સંતોષ પમાડવાનું સૂચવવામાં આવ્યું એટલે ઉપન્યાસ અંગ થયું.

૩ આ સ્થાને પરિસર્પ નામનું પ્રતિમુખસંધિનું અંગ થયું. (જુવો પાછળ પૃષ્ઠ ૨૭ ની ટીકા.)

**विदूषक.**—(સાગરિકાને જોઈને) હી, હી અહો! આશ્ચર્ય, આશ્ચર્ય! આના જેવું કન્યારત્ન માનુષ લોકમાં જોવામાં આવતું નથી, તેથી મને લાગેછે કે, એને ઉપજાવીને બ્રહ્માને પણ વિસ્મય થયો હશે.

**राजा.**—વયસ્ય! મારા મનમાં પણ એવોજ વિચાર આવેછે.

(ચોપાયા અથવા મરેઠી ચાલની સાખી.)

[1]ત્રણ જગમાંહે ભૂષણ રૂપે લલના જવ ઉપજાવી,
વિધિની કુવ જીતનારી આંખો હશે ચકિત રહી આવી;
ચોમુખથી એકજ વેળાએ વાહ! વાહ! વદી જાતાં,
ચારે શિર તો હશે ડોલતાં અતિશય વિસ્મય થાતાં. ૩૯

**सागरिका.**—(કરડી નજરે સુસંગતા ભણી જોઈને) સખિ! આ રીતે ચિત્રફલક લઇ આવી કે? (જવાની ઈચ્છા કરેછે.)

**राजा.**— (સવૈયા.)

હે ભામિની! તું દષ્ટિ મુજપર, રોષ બતાવી ફેંકે તોય,
તારી આવી સ્નિગ્ધા દષ્ટિ, કરડી કરવા જતાં ન હોય;
ત્વરા જવા દે, કારણ તુજ પગ, આઘા પાછા પડતા જાય,
વિશાળ તેથી નિતંબ તારા, અતિશય ખેદિત થતા જણાય.૪૦

**सुसंगता.**—મહારાજ! એ અતિ કોપવતી છે, માટે એનો હાથ ઝાલીને એને પ્રસન્ન કરો.

**राजा.**—(આનંદથી) [2]જેમ તું કેહેછે તેમ કરૂંછું.

(સાગરિકાનો હાથ ઝાલીને સ્પર્શસુખનો અનુભવ લેછે.)

**विदूषक.**—[3]અહો, આ તો અપૂર્વ લક્ષ્મી આપને પ્રાપ્ત થઇ.

**राजा.**—વયસ્ય! સત્ય કહ્યું.

---

૧ છંદ ૩૯ માં અતિશયોક્તિ અલંકાર છે. છંદ ૪૦ માં પ્રત્યક્ષાલંકાર છે.

૨ સુસંગતા કદલીગૃહમાં ગઇ છે (પૃષ્ઠ ૩૬) ત્યાંથી તે આ સ્થાનસુધી વર્ણસંહાર અંગ થયું છે.

૩ આ વિદૂષકનું કથન અને ત્યારપછીનું રાજાનું બોલવું થયું તેમાં નાયક નાયિકાનું અન્યોન્ય દર્શનાદિક થવાથી રાજાએ સાગરિકાની વિશેષ પ્રસંશા કરી તેથી વિશેષ પ્રીતિરૂપ બિંદુનું ઉદ્‌ઘાટન થયું માટે પુષ્પ અંગ થયું.

( ગીતિ. )

કર પારીજાત પલ્લવજેવા એના વળી રમા[1] જેવી,
સ્વેદ રૂપે અમૃત દ્રવ ક્યાંથી વ્હે જો ન હોય એ એવી.[2] ૪૧

**सुसंगता.**—[3]સખિ ! આ પ્રમાણે ભર્ત્તાએ તારો હાથ ઝાલ્યો છે તોપણુ તું કોપ મૂકતી નથી એટલી તું અડાહી છે.

**सागरिका.**—( જરા ભ્રકુટી ચડાવીને ) સુસંગતે ! હજી પણુ જંપતી નથી કે ?

**राजा.**—અયિ ! સખીની સાથે આવો કોપ કરવો ઘટતો નથી.

**विदूषक.**—ભૂખ્યા બ્રાહ્મણુની પેઠે શું કરવા કોપેછે ?

**सागरिका.**—સખિ ! જા, તારી સાથે હું બોલવાની નથી.

**राजा.**—અયિ કોપને ! સરખી સખીની સાથે આમ કરવું ઘટતું નથી.

**विदूषक.**—[4]અહો ! આ તો બીજી દેવી વાસવદત્તા.

**राजा.**—( અકિત થઈને સાગરિકાનો હાથ મૂકી દેછે. )

**सागरिका.**—( સંભ્રમ સહિત ) સુસંગતે ! હવે મારે શું કરવું ?

**सुसंगता.**—સખિ ! આ તમાલ વિટપને ઓથે થઇને આપણે જતાં રહિયે. ( જાયછે. )

**राजा.**—( ચડખે જોઈને સવિસ્મય ) દેવી વાસવદત્તા ક્યાં છે ?

**विदूषक.**—અહો ! એ તો દેવી વાસવદત્તા જેવી ઘણુા રોષવાળી છે એમ હું કેહેવા જતો હતો.

**राजा.**—ધિક્, મૂર્ખ !

---

૧ લક્ષ્મી. ૨ પ્રતિમુખસંધિનું **પુષ્પ** નામનું અંગ થયું. છંદ ૪૧ માં અપન્હતિ અલંકાર છે. ૩ સુસંગતાનું આ બોલવું અને તેના ઉત્તરમાં સાગરિકાનું કેહેવું થયું તેમાં અનુરાગ બિંદુનું ઉદ્ઘાટન થવાથી પણ સાગરિકાએ ધીરજ મૂકી નહિ માટે પ્રતિમુખસંધિનું **નર્મદ્યુતિ** અંગ થયું.

" ૬ નર્મદ્યુતિ=પરિહાસના વચનથકી ઉત્પન્ન થયેલી ધીરજ."

નાટ્યપ્રકાશ.

૪ અહિંથી આરંભીને તે ૪૨ મી ગીતિના અંતસુધીમાં જે પ્રસંગ ચાલ્યો છે તે વત્સરાજનું સાગરિકા સમાગમરૂપ જે હિત તેનો વાસવદત્તાના આવવારૂપી વિદૂષકના વચનથી નિરોધ એટલે અટકાવ થયો માટે પ્રતિમુખસંધિનું **નિરોધ** અંગ આ સ્થાને થયું.

( ગીતિ. )

[1]કષ્ટે દૈવપ્રતાપે, મળી આવેલી પ્રકટ રતિવાળી,
કંઠાલિંગન ન થતાં રત્નાવલી સમ તજાવી તેં વા'લી. ૪૨

( વાસવદત્તા અને કાંચનમાલા પ્રવેશ કરેછે. )

**वासवदत्ता.**—હંઝે કાંચનમાલે! જે નવમાલિકા આર્યપુત્રે પોતાની કરી માની છે તે કેટલે છેટે છે?

**कांचनमाला.**—આ કદલીગૃહ મૂકયું કે દેખાશે.

**वासवदत्ता.**—ચાલ ત્યારે ત્યાં જઇયે; માર્ગ બતાવ.

**कांचनमाला.**—આ રસ્તે ભર્ત્રી, આ રસ્તે. ( પરિક્રમણ કરેછે. )

**राजा.**—વયસ્ય! હવે પ્રિયતમાને કયાં જોવી?

**कांचनमाला.**—ભર્ત્રી! આ પાસેજ મહારાજ બોલતા જણાયછે, તેથી મને લાગેછે કે, તે આપનીજ રાહ જુવેછે, માટે આપ ત્યાં પધારિયે.

**वासवदत्ता.**—( પાસે જઈને ) જય જય આર્યપુત્ર!

**राजा.**—( અપવાર્ય. ) વયસ્ય! ચિત્રફલક સંતાડી દે.

**विदूषक.**—( લઈને બગલમાં સંતાડી દેછે. )

**वासवदत्ता.**—આર્યપુત્ર! નવમાલિકા કુસુમિત થઈ?

**राजा.**—( વિસ્મય સહિત ) દેવિ! આપને આવતાં વાર થઈ તેથી અમે અગાઉ આવ્યા છતાં પણ જોઈ નથી, ચાલો આપણે સંગાથે જઇને જોઇયે.

**वासवदत्ता.**—( નિહાળીને ) આપના મુખના અનુરાગ ઉપરથી મારા કળવામાં આવી જાયછે કે નવમાલિકા કુસુમિત થઈ હશે.

**विदूषक.**—ભવતિ! જો એમ છે તો અમે જીત્યા. ( એમ કહી હાથ લાંબા કરીને નાચવા મંડી પડેછે, પણ કાખમાંથી ચિત્રફલક પડતું જોઈ ખેદ બતાવેછે.)

**राजा.**—( અપવાર્ય આંગળી વતે બતાવીને વસંતકના મુખભણી જુવેછે. )

**विदूषक.**—( અપવાર્ય ) અરે, કોપશો નહિ. હું મારી મેળે સંતાડી દઉંછું.

**कांचनमाला.**—( ફલક લઈને ) ભર્ત્રિ, જુવો, આ ચિત્રફલકમાં શું આલેખ્યું છે તે.

---

૧ છંદ ૪૨ માં ઉપમા અલંકાર છે.

**वासवदत्ता.**—( નિહાળી જોઈને સ્વગત ) આ તો આર્યપુત્ર અને આ સાગરિકા. ( રાજા પ્રતિ પ્રકાશ ) આર્યપુત્ર! આ શું છે?

**राजा.**—( વિલક્ષણતા બતાવી અપવાર્ય ) વયસ્ય! હવે મારે શું કેહેવું?

**विदूषक.**—( અપવાર્ય ) ચિન્તા કરો નહિ. હું ઉત્તર આપુંછું. ( વાસવદત્તા પ્રતિ પ્રકાશ ) ભર્ત્રિ! આપ અન્યથા કલ્પના કરશો નહિ. મેં મહારાજને કહ્યું કે, પોતાનું સ્વરૂપ મહાપરાકાષ્ટે આલેખી શકાયછે. આવું મારૂં કેહેવું સાંભળીને પ્રિય વયસ્યે પોતાનું ચિત્ર આલેખી બતાવ્યું છે.

**राजा.**—વસંતક કેહેછે તેમજ છે.

**वासवदत्ता.**—( ચિત્રફલક નિહાળીને ) આર્યપુત્ર! આ બીજી આપની સમીપમાં આલેખી છે તે શું વસંતકની ચતુરાઈ છે? આર્યપુત્ર! આ ચિત્રફલક જોઇને મારૂં માથું ફરી જાયછે માટે આપ અહિં સુખે બિરાજો. હું જાઉંછું ( જવા માંડેછે. )[1]

**राजा.**—( વિલક્ષણતા સાથે સ્મિત કરીને તથા રોકીને ) દેવિ! અન્યથા શંકા કરવી જવા ઘો. આ કોઇએક કન્યા મનનો ઉઠાવ કરીને આલેખી છે. પ્રથમ જોવામાં આવી નથી.

**विदूषक.**—હું જનોઇના સમ ખાઇને સત્ય કહુંછું કે, આ કન્યા કોઈ દિવસ પણ અમે પ્રથમ જોઈ નથી.

**कांचनमाला.**—( અપવાર્ય ) ભર્ત્રિ! કદાપિ [2]ગુણાક્ષર ન્યાયથી આવું ચિત્ર બની આવે માટે આપે કોપ કરવો ન જોઇયે.

**वासवदत्ता.**—( અપવાર્ય ) અયિ ઋજુકે! એની વક્રોક્તિ તું જાણતી નથી. જાણેછે? એ તો વસંતક છે.

**राजा.**—( પાલવ ઝાલીને ) દેવિ![3]

---

૧ આ સ્થાને વજ્ર અંગ થયું છે. "૧૨ વજ્ર–પ્રત્યક્ષ નિરષ્ઠુ વાક્ય કહી દેવું તે." નાટ્યપ્રકાશ.

૨ લાકડામાં કીડો કોતરેછે તે અક્ષરનાં ચિન્હ હોય એમ દેખાયછે તે ન્યાયે. ૩ ચિત્રમાં ચીતરેલાં નાયક અને નાયિકા જોવાથી કોપાયમાન થયેલી વાસવદત્તાની પ્રાર્થના કરવામાં નાયક નાયિકાના પ્રીતિરૂપ બિંદુનું કિંચિત ઉદ્ઘાટન થયું માટે આ સ્થાને પ્રતિમુખસંધિનું પર્યુપાસન અંગ થયું. "૯ પર્યુપાસન—પ્રાર્થના કરવી અથવા આર્જવ કરવો." નાટ્યપ્રકાશ.

( સવૈયા. )

જો કહું કે તું પ્રસન્ન થા પણ કોપવિના કે'વું નહિ યોગ્ય,
ફરીથી આવું કરીશ નહિ કહું એ અપરાધ સ્વિકાર્યા જોગ;
મારો છે નહિ દોષ કહું તો જૂઠું માનેછે તું એહ,
મારે કેવું કે'વું યોગ્યજ પ્રિયા! મુને સૂઝે નહિ તેહ. ४३

**वासवदत्ता.**—( વિનય સહિત પાલવ પાછો ખેંચી લેતાં ) આર્યપુત્ર! અન્યથા કલ્પના કરો નહિ. મને માથાની વેદના બહુ પીડા કરેછે તેથી જાઉંછું. ( જાયછે. )

**विदूषक.**—અહો, ઠીક થયું, આ અકાળ વાદળના જેવાં વાસવદત્તા ક્ષેમ કુશળ ગયાં તે.

**राजा.**—ધિક્ મૂર્ખ! પરિતોષ પામવાનું જવા દે. જતી દેવીનો ગુપ્ત કોપાનુબં[illegible]તે ન જોયો? જો,

( કવિત. )

[1]ભ્રકુટીનો ભંગ કર્યો, તોયપણ દયિતાએ,
નમ્રતા પમાડેલુંજ, મુખ રાખિયું સહિ;
મારા ભણી હશી પણ, પ્રણય ફિટાડનાર,
નિષ્ઠુર વચન તેણે કશુંએ કહ્યું નહિ;
અંતરના બાષ્પથકી જડ થયેલાં જે ચક્ષુ,
પ્રભુતાને લીધે કાંઈ સ્ફુરણ કર્યાં નહિ;
એવી રીતે દયિતાએ કોપ તો પ્રકટ કર્યો,
તોપણ પ્રણય તેણે જરાએ છોડ્યો નહિ. ४४

**विदूषक.**—દેવી વાસવદત્તા તો ગયાં, ત્યારે હવે અરણ્યરોદન શું કરવાને કરોછો?

**राजा.**—અરે મૂઢ! તેં દેવીનો કોપ જાણ્યો નથી, માટે સર્વથા દેવીને પ્રસન્ન કર્યાવિના હવે બીજો કોઈ ઉપાય નથી, માટે ચાલ આપણે દેવીને રીઝવવાને અંતઃપુરમાં જઈયે.

( જાયછે. )

કદલીગૃહનામે બીજો અંક સમાપ્ત.

---

१ છંદ ४४ માં વિરોધોક્તિ અલંકાર છે.

# रत्नावली.

## अंक ३ जो.

### પાત્ર.

| | |
|---|---|
| ઉદયન.— | વત્સદેશનો રાજા. |
| વાસવદત્તા.— | તેની રાણી. |
| કાંચનમાલા<br>મદનિકા. | } દેવીની દાસિયો. |
| વસંતક.— | વિદુષક. |
| સાગરિકા.— | સિંહલેશ્વરની કન્યા |
| સુસંગતા.— | તેની સખી. |

# सूचन.

---

સાગરિકા સુસંગતાના સ્વાધીનમાં કરીને, દેવિયે જાપતામાં રખાવી હતી. તેના બદલામાં પોતાનાં ઊતરેલાં વસ્ત્રાભૂષણ પ્રસન્નતામાં આપ્યાં હતાં, તે સાગરિકાને પેહેરાવીને દેવીનો વેશ ધારણ કરાવી, પોતે કાંચનમાલાનો વેષ પેહેરી, માધવીલતા મંડપમાં રાજાને મળવાની ગોઠવણ સુસંગતા વિદૂષક સાથે મળીને કરેછે. તે વાત કાંચનમાલાના જાણવામાં આવતાં, દેવીને કહી દેછે. અને વિદૂષક રાજાને સંકેત સ્થાનમાં લઈ જાયછે, એટલામાં, વાસવદત્તા કાંચનમાલાને લઈને રાજાની તાલમેલ જોવા જાયછે. તેમને જોઇને સાગરિકાની વાટ જોતો વિદૂષક, તેજ આવી છે એમ સમજીને, સત્વર રાજાનીપાસે જવાનું સૂચવેછે. તેમજ રાજાને પણ તેમના આવ્યાનું જણાવેછે; અને વાસવદત્તાને સાગરિકા કહીને કેહેછે કે, હજી તમે શામાટે વાત કરતાં નથી? અને નિત્ય રૂઠેલાં રહેલાં દેવી વાસવદત્તાનાં કઠિન વચનથી કડવા થઇ ગયેલા મહારાજના કાનને મધુર વચનથી સુખ આપતાં નથી? પછી રાજા પણ તેને સાગરિકા જાણી તેના રૂપની પ્રશંસા કરેછે, એટલે વાસવદત્તા રોષથી માથે ઢાંકેલું લુગડું કહાડી નાંખીને છતી થાયછે. રાજા હાથ જોડીને તેની પ્રાર્થના કરેછે, પણ તે કશું લક્ષમાં ન લેતાં કેહેછે કે, હવે આપ સુખે મઝા કરો. રોષથી જતી રાણીને કાંચનમાલા નિવારેછે, પણ તે ન ગણકારતાં ચાલી જાયછે. આવો પ્રસંગ જોઈને, રાજા સાગરિકાની ચિંતા કરેછે, એટલામાં સાગરિકા આવી પોહોંચેછે, અને તેમનો સંકેત દેવિયે જાણ્યો તથા સુસંગતાનો અતિશય તિરસ્કાર થયો એટલે તેવી પોતાની દુર્દશા થતી અટકાવવાને અશોકના ઝાડ નીચે જઈને લતાનો ફાંસો ખાવાની તૈયારી કરેછે. તેવામાં વિદૂષક તેને જોઈને, દેવી વાસવદત્તા ફાંસો ખાયછે એમ સમજી, રાજાને ધાઈ આવવાનું કેહેછે. તેને નિવારવાની ખટપટમાં તે સાગરિકા છે એમ જાણી, રાજા તેની આસનાવાસના કરેછે, એટલામાં રાજાને પ્રસન્ન કરવા દેવી વાસવદત્તા કાંચનમાલા સહિત આવેછે, પણ સાગરિકાને રાજા કેહેછે કે દેવીને તો હું રૂઢી પ્રમાણે માન આપુંછું, પણ અધિક રસની પ્રીતિ તારી સાથે બંધાઇ છે. આ સાંભળીને દેવી તેની પાસે જઈને કેહેછે કે, હા, એમજ ઘટે. પછી લતાનો ફાંસો વિદૂષકના ગળામાં નાંખવાને કાંચનમાલાને કેહેતાં તે પ્રમાણે કરીને તેને મારેછે અને તે છોડાવવા બૂમો પાડેછે, પણ વાસવદત્તા તેને અને સાગરિકાને લઇને જાયછે. પછવાડેથી રાજાપણ દેવીને પ્રસન્ન કરવાને અંતઃપુરમાં જાયછે.

એપ્રમાણે સંકેત નામનો ત્રીજો અંક સમાપ્ત થાયછે.

# अंक ३ जो.

(મદનિકા પ્રવેશ કરેછે.)

**मदनिका.**—(આકાશે) કૌશામ્બિકે! ભર્ત્તાની પાસે કાંચન-માલા તેં દીઠી કે નહિ? (કાન દઈને સાંભળીને) તેને આવી ગયાને ઘણી વાર થઈ એમ કેહેછે? વારૂ ત્યારે હવે તે હું એને કયાં શોધું? (સન્મુખ જોઈને) કાંચનમાલા પેલી આવે. ચાલ, હું તેની પાસે જાઉં.

**कांचनमाला.**—(પ્રવેશ કરીને નિશ્વાસ મૂકતી) *વાહ રે વસંતક, વાહ! આ સંધિ વિગ્રહની રચના કરવામાં તો તું અમાત્ય યૌગંધરાયણથી પણ ચડિયાતો થયો.

**मदनिका.**—(સસ્મિત, પાસે જઈને) હલા, કાંચનમાલે! વસંતકે આજે એવું શું કામ કરયું છે કે તું એનાં આ પ્રમાણે વખાણ કેરેછે?

**कांचनमाला.**—હલા મદનિકે! તારે પૂછવાનું શું પ્રયોજન છે? તું આ છાની વાત સંતાડી રાખી શકે એવી નથી.

---

* પ્રતિમુખસંધિમાં લક્ષ્યાલક્ષ્ય રૂપે બીજ કે બિન્દુ શોડું પ્રકટ થયેલું તેનો વિશેષ પ્રકટ થવાની સાથે વિઘ્ન સહિત લાભ મળે, ફરી તેનો વિચ્છેદ થાય, ફરી તેની પ્રાપ્તિ થાય, ફરી વિચ્છેદ થાય, ફરી તેનો શોધ થાય. એમ વારંવાર થવાથી, અનિર્ધારિત અત્યંત ફળપ્રાપ્તિની જે આશા તે **ગર્ભ-સંધિ**. પ્રાપ્ત્યાશા અને પતાકા એ બે મળીને ગર્ભસંધિ થાયછે. પરંતુ પતાકાનો યોગ હોવોજ જોઇયે એવો પ્રતિબંધ નથી. એટલે કે, કોઈ સ્થાને તે હોય અને કોઇ સ્થાને ન પણ હોય. નાટ્યપ્રકાશ.

આ આખા અંકમાં ગર્ભસંધિ થાયછે. સાગરિકા વાસવદત્તાના વેશમાં રાજાને મળવા ધારેછે એમ વિદૂષકના વચનથી સાગરિકાપ્રાપ્તિની આશા થઇ, પણ વાસવદત્તા રૂપી વિઘ્નથી તેનો વિચ્છેદ થાયછે. સાગરિકા ફાંશી ખાયછે તેને રીસાવેલી વાસવદત્તા જાણી રાજા છોડાવવા આવેછે, ત્યાં પણ થયેલી પ્રાપ્તિનો પાછો વિચ્છેદ થાયછે એટલે હવે દેવીને પ્રસન્ન કર્યા વિના અપાય નિવારણનો બીજો ઉપાય નથી એમ ઠરતાં અપાયનું નિવારણ અને ઉપાયની યોજના દેખાડી છે.

આ પ્રવેશકવડે વાસવદત્તાનો વેશ ધારણ કરીને સાગરિકા વત્સરાજ પાસે આવે, એવું જે વિદૂષક અને સુસંગતાએ કપટ રચેલું હતું, તે કાંચનમાલાના બોલવાથી પ્રકટ થયું, માટે **અભૂતાહરણ** ભેદ થયો.

**मदनिका.**—દેવીના પગના સમ ખાઇને કહુંછું કે, હું કોઇના આગળ કહીશ નહિ.

**कांचनमाला.**—જો એમ છે તો સાંભળ, હું કહુંછું. આજે મોહોલાતમાંથી વળતાં, મેં ચિત્રશાલિકાના બારણા પાસે, સુસંગતાની સાથે વસંતકને વાત કરતાં સાંભળ્યો.

**मदनिका.**—( કૌતુક સહિત ) સખિ ! કેહે, કેહે. શી વાત થઇ?

**कांचनमाला.**—વસંતકે કહ્યું કે, સુસંગતે ! પ્રિય વયસ્યની અસ્વસ્થતાનું કારણ સાગરિકા વિના બીજું કાંઇ નથી માટે આ વિષે કાંઈ ઉપાય શોધી કાહાડ.

**मदनिका.**—ત્યારે સુસંગતાએ શું કહ્યું?

**कांचनमाला.**—તેણે એમ કહ્યું કે, "આજે ચિત્રફલકના વૃત્તાન્તથી વેહેમાયલાં દેવિયે સાગરિકાને મારા સ્વાધીનમાં કરીને પોતાનાં ઉતરેલાં વસ્ત્રાભૂષણ મને પ્રસન્નતામાં આપ્યાં, માટે તે સાગરિકાને પેહેરાવીને દેવીનો વેશ ધારણ કરાવીશ, અને હું પણ કાંચનમાલાનો વેશ ધરીને, અમે બંને રાત્રે ભર્ત્તાની પાસે જઈશું, અને તું પણ અહિં બેશીને અમારી વાટ જોજે." આમ છે તો માધવીલતા મંડપમાં સાગરિકાની સાથે ભર્ત્તાનો સમાગમ થશે.

**मदनिका.**—હલા સુસંગતે ! પરિજનના ઉપર પ્રેમ રાખનારાં દેવીને આ પ્રમાણે તેં ઠગવાનો મનસુબો કર્યો છે તેથી તને ધિઃકાર છે.

**कांचनमाला.**—હલા ! હવણાં તુ કયાં જાયછે ?

**मदनिका.**—અસ્વસ્થ શરીરવાળા ભર્ત્તાનો કુશળ વૃત્તાન્ત જાણવાને કાંચનમાલાને મોકલી છે, તેને કેમ વાર લાગી, એમ કહી તે જાણવાને ઉત્કંઠાવાળાં દેવિયે મને તારી પાસે મોકલી છે.

**कांचनमाला.**—દેવી બહુ ભોળાં છે કે આવી વાત માનેછે. ( પરિક્રમણ કરીને તથા જોઈને ) અહો, ભર્ત્તા તો અહિં અસ્વસ્થતાના મિષથી પોતાની મદનાવસ્થા સંતાડતા 'દન્તતોરણ[1] વલભી[2] ઉપર બેઠેલા દેખાયછે, માટે ચાલ આપણે આ વૃત્તાન્ત દેવીને નિવેદન કરિયે. ( એમ કહી જાયછે. )

---

૧ હાથીદાંતનું બારણું. ૨ ચંદ્રશાળા.

[1]પ્રવેશક પૂર્ણ થયો.

(મદનાવસ્થાની સ્થિતિમાં બેઠેલો રાજા જોવામાં આવેછે.)

**राजा.**—(ઉત્કંઠા સહિત, નિશ્વાસ મૂકીને.)

(કવિત.)

હે હૃદય! હવણાં તો કામકેરી આગ થકી,
થયેલો સંતાપ કર સહન તું આપથી;
એના ઉપશમતણો ઉપાય એકેય નથી,
તો હું ઉપર તું કેમ તપેછે અમાપથી;
ઘાટા ચંદનના રસ જેવો જે આનંદદાયી,
તેના કરતણો સ્પર્શ મને થયો જાહ્રે;
મુજ સરખે મૂઢે તો હૃદય! તારા ઉપર
મન લાવી મૂકયો નહિ જરા વાર તાહ્રે. ૪૫

અહો, મ્હોટું આશ્ચર્ય! જુવો.[2]

(ગીતિ.)

મન ચલ[3] સ્વભાવથી છે, વળી એ દુર્લક્ષ્ય[4] છે ઘણું તેમ;
પણ મમ આ મન કામે સર્વે બાણે વિંધ્યું હશે કેમ? ૪૬

(ઉંચું જોઇને) અહો, કુસુમધન્વા[5]!

(કવિત.)

[5]મનોભવ! તારાં પાંચ[6] બાણ તો નિમાયાં છે ને,
અસંખ્ય જનો તે તણા લક્ષ્ય[7] તો લેખાયછે;
તેમાં વળી ઘણુંકરી અમારા જેવા જનોની,
ગણના થવાની રીતિ પ્રસિદ્ધ દેખાયછે;

---

૧ આ પ્રવેશકમાં બે નીચ પાત્રથી સુસંગતા અને વસંતકની ગુપ્ત વાત જે થઈ ગઈ છે તે સૂચવવામાં આવી; અને સાગરિકા રાણીનો વેશ લેશે, અને સુસંગતા કાંચનમાલાનો વેશ લઇ રાજાને મેળવશે એમ ભવિષ્ય વાતનું સૂચન કરચું. ૨ રાજાને પોતાના મનવિષે વિતર્ક થયો છે માટે આ સ્થાને ગર્ભસંધિનો રૂપ ભેદ થયો છે અને તે ૪૮ મા છંદ સુધી ચાલતો રહ્યો છે. ૩ ચલિત. ૪ જોવામાં આવે નહિ તેવું. ૫ કામ. ૬ કામનાં પંચબાણ.—૧ સંમોહન, ૨ ઉન્માદન, ૩ સોષણ, ૪ તાપન, ૫ સ્તંભન. ૭ અમાચ, જેના ઉપર નિશાન તાકર્યું હોય તે. છંદ—૪૬ માં વિભાવના અલંકાર છે.

પણ એક વાત હવે તુમાં વિપરીત જોઇ,
કારણ, અસંખ્ય શરે આ કામી વિંધાયો છે;
તે તો અશરણ થઇ લાચાર બની જઈને,
તારા થકી ખરેખરો [1]પંચતાને પામ્યો છે. ૪૭

(વિચારીને) હું મારી આવી અવસ્થાની ચિંતા એટલી બધી કરતો નથી, પણ અંદરમાં ગુપ્ત કોપ રાખેલો એવી દેવીની નજરે પડેલી તપસ્વિની સાગરિકાની હું વધારે રાખુંછું. કેમકે,—

(કવિત.)

મારી વાત જાણ પડી, તેથી લાજ પામવાથી,
સર્વેની સમીપે નીચું મુખ કરતી હશે;
બે મળી ગમે તે વાત કરે તો મારી કરેછે,
એમ મનકેરીમાંહ ધારણા થતી હશે;
સખિયો હસતી જોઇ અધિક લાજ ભરેલો,
દેખાવ પ્રકટ પોતે ખરો કરતી હશે;
એ પ્રમાણે પ્રિયા પોતે સદા આતંક[2] આણીને,
મનકેરીમાંહ તે તો પીડિત થતી હશે. ૪૮

એની ખબર જોવાને વસંતકને મેં મોકલ્યો છે તેને કેમ આવડી વાર થઇ?

(એટલામાં પ્રસન્ન દેખાતો વસંતક પ્રવેશ કરેછે.)

**वसंतक.**—[3](પ્રસન્ન થતો) હી, હી, અહો! પ્રિય વયસ્યને મારી વાત સાંભળીને જેવો ત્દૃદયપરિતોષ થશે તેવો કૌશામ્બીના રાજ્યલાભથી પણ નહિ થયો હશે, એમ મને લાગેછે. માટે હું જઇને પ્રિય વયસ્યને નિવેદન કરૂં. (પરિક્રમણ કરીને તથા જોઈને) આજ દિશાભણી તાકીને જોતા પ્રિય વયસ્ય જણાયછે, તેથી મને લાગેછે કે, તે મારીજ રાહા જોતા હશે, માટે હું પાસે જાઉં. (પાસે જઈને) પ્રિય

---

૧ મરણ પાંચ બાણની જુદીજુદી થતી પાંચ અસર. છંદ—૪૭ માં શ્લેષ છે.

૨ શંકા. છંદ—૪૮ માં સ્વભાવોક્તિ અલંકાર છે.

૩ સાગરિકાની પ્રાપ્તિની વાર્ત્તા કૌશામ્બીના રાજ્ય લાભથી ચડિયાતી થશે એમ જે વિદૂષકે ઉત્કર્ષભરેલા વાકયે કથન કરચું તેથી ઉદાહરણ ભેદ થયો.

વયસ્યનો જય થાઓ, જય થાઓ. અહો,[1] વયસ્ય! આપનું કાર્ય સિદ્ધ થવાની હું આપને વધામણી આપુછું.

**राजा.**—( સહર્ષ ) વયસ્ય! પ્રિયા સાગરિકા કુશલ તો છે?

**विदूषक.**—( સગર્વ ) થોડી વારમાંજ આપ તેને જોઇનેજ જાણુશો કે તે કુશલ છે કે નહિ.

**राजा.**—( સંતોષ સહિત ) વયસ્ય! ત્યારે શું પ્રિયાનાં દર્શન પણ થશે?

**विदूषक.**—( ગર્વ સહિત ) વાહ, હું આપનો અમાત્ય બૃહસ્પતિની બુદ્ધિથી વિશેષ બુદ્ધિવાળો છતાં કેમ ન થાય?

**राजा.**—( હશીને ) એમાં શું આશ્ચર્ય? તારાથી શું ન થાય? ત્યારે તું વિસ્તારથી કેહે, હું સાંભળવાને ઈચ્છુંછું.

**विदूषक.**—( કાનમાં કહી સંભળાવેછે. )

**राजा.**—[2]( પરિતોષ સહિત ) વયસ્ય! આ તને પારિતોષિક. ( એમ કહીને કડું કાહાડી આપેછે. )

**विदूषक.**—( કડું પેહેરીને પોતાના શરીરભણી નિહાળીને સંતોષ સહિત ) ઠીક છે. ચોખ્ખા સોનાથી બનેલા કડાવડે શોભતો મારો હાથ મારી બ્રાહ્મણીને જઇને બતાવુંછું. ( ચાલવા માંડેછે. )

**राजा.**—( હાથે ઝાલી રોકીને ) સખે! પછી બતાવજે. હવણાં તપાસ કર કે દિવસ કેટલો બાકી છે.

**विदूषक.**—( પરિક્રમણ કરીને તથા જોઇને સહર્ષ ) અહો, જુવો, જુવો, આ ભગવાન્ સૂર્ય થોડા અનુરાગથી ચલિત હૃદયવાળો થઇને જાણે સંધ્યારૂપી વહૂને મળવાનો સંકેત કર્યો હોય એમ અસ્તાચલ પર્વતના શિખર ઉપરના વનમાં અનુસરેછે.

---

૧ અહિંથી આરંભીને તે વિદૂષક રાજાના કાનમાં કહી સંભળાવેછે ત્યાંસુધી માર્ગઅંગ થયું. કારણ કે માર્ગઅંગની વ્યાખ્યા એવી છે કે, "તત્ત્વાર્થ અથવા યથાર્થ અર્થનું કથન." આ સ્થાનકે વિદૂષકે કાનમાં કહ્યું છે કે, વાસવદત્તાના વેશમાં સાગરિકાનો સમાગમ થશે.

૨ આ સ્થાને સંગ્રહઅંગ થયું છે.

"૬ સંગ્રહ—સામદાનનું કથન, એટલે, સામથી તથા દાનથી પોતાનું જે પ્રિય કરે તેને અનુકૂલ કરી લેવું" અથવા સામ અને દાનથી અર્થની પ્રાપ્તિ કરી લેવી. નાટ્યપ્રકાશ.

**राजा.**—( જોઇને સહર્ષ ) સખે! દિવસની સમાપ્તિ તેં બરાબર જાણી લીધી.

( કવિત. )

[1]ભુવનભ્રમણ થતાં લાંબો પંથ ઓળંગીને,
એકચક્રી રવિરથ અહિં આવી પો'ચ્યો છે;
ઉદયે ઉદયપર ચાલી શકશે કે નહિ,
એવો ચિત્ત ચિંતાભાર રવિ રાખી બેઠો છે;
સંધ્યાએ ખેંચતાં બાકી રહ્યો કિરણસમૂહ,
તે રૂપી હેમની દીપી આરાવલી થાયછે;
એવા દિશાચક્રને જે નિજ રથમાંહ જાણે,
ખેંચી ઘાલતો તે રવિ જોતામાં જણાયછે. ૪૯

વળી, ( સાટક છંદ. )

હે [2]પદ્મમુખિ! જાઉંછું સમય મુજ જાવાતણો તો થયો,
આવીને હું પ્રભાતમાંહ તુજને સૂતી ઉઠાડીશ ઓ;
એવું અસ્તાચલપરે કર ધરી સૂર્યે કહ્યું એમ તો,
પદ્મિનીને વિશ્વાસ આપ ઉપરે આવે કરયું તેમ તો. ૫૦

માટે ઉઠ, આપણે માધવીલતાના મંડપે જઇને પ્રિયતમાના સંકેતના અવસરની વાટ જોઇયે.

**विदूषक.**—ઠીક કોહોછો. ( એમ કહીને ઊઠેછે, પછી જોઇને ) અહો, વયસ્ય! જુવો, જુવો, આ તો ખરે વિરલ વનરાજિને ઘટ્ટ કરીછે એવો, અને ઘટ્ટ પંકથી ભરાયલા વનના વરાહ અને મહિષાના જેવી કાન્તિવાળો આ અંધકારસમૂહ પૂર્વ દિશાને ઢાંકતો ઢાંકતો ચાલ્યો આવેછે.

**राजा.**—( સહર્ષ ચારે દિશાએ જોઇને ) વયસ્ય! યથાર્થ તારા જોવામાં આવ્યું. એમજ છે.

---

૧ છંદ ૪૯ માં ઉત્પ્રેક્ષા અલંકાર છે. ૨ પતાકા સ્થાનનો, તુલ્યેતિવૃત્તતા નામનો અન્યોક્તિથી થતો ભેદ આ સ્થાને થાયછે. કેમકે, અહિં સૂર્યે અને કમલિનીના ઉપર જે વાત કરી છે તે અપ્રસ્તુત એટલે ઈતિવૃત્તના ચાલતા પ્રસંગની નથી, પણ તે ઉપરથી સાગરિકા અને રાજાના પ્રસ્તુત પ્રસંગને લાગું થતી ભાવી વાતનું સૂચન કરાવેછે. આવો અલંકાર અપ્રસ્તુત પ્રશંસા કેહેવાયછે તેના નિયમ પ્રમાણે પદ્માક્ષીને સ્થાને સાગરિકા અને સૂર્યને સ્થાને રાજા માનીને વાત લાગુ કરવામાં આવેછે.

(સવૈયો.)

હરના કંઠનીં કાન્તિ હરતું આ અંધારાનું અતિ પૂર,
પૂર્વ અને બીજી દિશાઓ છાઈ લેછે તે ભરપૂર;
પછી ક્રમેથી વધતું ચાલી, પા'ડ, ઝાડ ને નગરવિભાગ,
એ સર્વેને વ્યાપી લેતું આંખે જોવા દે નવ લાગ. ૫૧

માટે માર્ગ બતાવ્.

**विदूषक.**—આ રસ્તે, મહારાજ! આ રસ્તે.

(બંને પરિક્રમણ કરેછે.)

**विदूषक.**—(જોઈને) અહો, વયસ્ય! આ પાસેનું મકરંદોદ્યાન જાણે ઘણાં ઝાડને લીધે અંધકારનો પિંડો વળી ગયો હોય એમ દેખાયછે, તો પછી માર્ગ ક્યાંથી જણાય?

**राजा.**—(સુંઘી જોતાં) વયસ્ય! આગળ ચાલ્, આ માર્ગ તો આપણો જાણીતો છે, કેમકે,

(સવૈયો.)

આ ચંપાની હાર્ રહી છે, સિન્ધુવાર[1] સુંદર આ ઠાર,
[2]પાટલવૃક્ષતણી પંક્તિ આ, બકુલઝાડની આ ઘટ હાર્;
પથમાં આ આવંતા દ્રુમના વિવિધ ગંધ ગ્રહતાંજ જણાય,
તેથી અતિ અંધારે ઢાંકયો તોપણ પથ ઝટ જણાઈ જાય. ૫૨

(એ પ્રમાણે પરિક્રમણ કરેછે.)

**विदूषक.**—અહો! જેના ઉપર જથાબંધ મત્ત ભ્રમર ગુંજાર કરેછે એવાં બકુલ પુષ્પની સુગંધથી દશે દિશાઓ મસમશી રહી છે, તથા લાસી મરકતમણિની શિલાથી બાંધેલા પરથારવાળા અને ચાલતાં ચરણને સુખ આપનાર આ માધવીલતાના મંડપમાં આવી પોહોંચ્યા છિયે. માટે આપ અહિં વિરાજો, અને હું દેવીનો વેશ ધારણ કરેલી સાગરિકાને લઇને સત્વર આવુંછું.

**राजा.**—વયસ્ય! ઠીક ત્યારે ઝટ જા.

**विदूषक.**—વયસ્ય! એવડા ઊતાવળા મા થાઓ. હું આ આવ્યો. (જાયછે.)

**राजा.**—એ આવી પોહોંચે ત્યાંસુધી હું પણ આ મરકત શિલાની વેદિકા ઉપર બેશીને પ્રિયાના સંકેતસમયની રાહા જોઉં.

---

૧ જેને ધોળાં ફૂલ થાય છે તે નિર્ગુંડી. ૨ પુન્નાગ, કેશર, ઉંડણી.

( બેશીને ચિંતા સહિત ) અહો ![1] પોતાની સ્ત્રીના સમાગમનો પરાભવ કરનાર કામી જનનો નવીન નાયિકા પ્રતિ અપૂર્વ પક્ષપાત છે, કેમકે,

( સાટક. )

શંકાથી તે નિજ નજર ન નાંખે, નિર્મળો પ્રેમ આણી,
કંઠાશ્લેષ થતાં પયોધર રસે ઘટ્ટ ચાંપે ન શાણી;
યત્ને ઝાલ્યે જઇશજ જઇશ હું, વારવારે ઉચારે,
સંકેતે આવતલ રસિક પ્રિયા સુખ તો દેજ ભારે. ૫૩

અયે ! વસંતકને કેમ વાર લાગી ? શું આ વાત દેવી વાસવદત્તાના જાણવામાં આવી ગઈ હશે ?

( વાસવદત્તા અને કાંચનમાલા પ્રવેશ કરેછે. )

**वासवदत्ता.**—હંઝા કાંચનમાલે ! મારો વેશ ધારણ કરીને સાગરિકા આર્યપુત્ર પાસે ખરેખર અભિસરણ કરશે ?

**कांचनमाला.**—શું મેં આપને ખોટું કહ્યું હશે ? અથવા ચિત્રશાલિકાને બારણે બેઠેલો વસંતકજ આપને ખાતરી કરાવી દેશે.

**वासवदत्ता.**—ત્યારે, ચાલ, આપણે ત્યાંજ જઇયે.

**कांचनमाला.**—પધારિયે ભર્ત્રિ ! પધારિયે. ( પરિક્રમણ કરેછે. )

( માથું ઢાંકીને બેઠેલો વસંતક જોવામાં આવેછે. )

**विदूषक.**—( કાન દઈને ) આ ચિત્રશાલિકાના બારણા પાસે પગનો અવાજ સંભળાયછે, તેથી મને લાગેછે કે, સાગરિકા આવતી હશે.

**कांचनमाला.**—હે [2]ભર્ત્રિ ! આ ચિત્રશાલિકા. આપ અહિં ઉભાં રેહો. હું વસંતકને સૂચના મળે એમ કરૂંછું. ( એમ કહી ચિપટી વગાડેછે. )

---

૧ અહિંથી પ્રારંભીને તે 'શું આ વાત દેવી વાસવદત્તાના જાણવામાં આવી ગઈ હશે ?' ત્યાંસુધીના રાજાના કથનથી સાગરિકાના સમાગમની પ્રાપ્તિની આશાવિષે દેવીની શંકાનો રાજાના મનમાં વિતર્ક થયો માટે આ સ્થાને રૂપઅંગ થયું.

"૩ રૂપ—વિતર્ક ભરેલું વાક્ય."

૨ આ સ્થાનથી આરંભીને તે વાસવદત્તા ચંદ્રમાને વિનવેછે ત્યાંસુધી અધિબલઅંગ થયું છે.

"૮ અધિબલ–કપટથી અભિપ્રાય જાણવાનો ઉપાય."

નાટ્યપ્રકાશ.

**विदूषक.**—( સહર્ષ પાસે જઈ હસીને ) સુસંગતે ! તેં તો ખરેખરો કાંચનમાલાનો વેશ ધર્યો છે, પણ સાગરિકા ક્યાં ?

**कांचनमाला.**—( હાથથી બતાવીને ) આ રહી.

**विदूषक.**—( જોઈને સવિસ્મય ) આ તો ખરેખરાં દેવી વાસવદત્તા.

**वासवदत्ता.**—( શંકાસહિત, આત્મગત ) શું મને એણે ઓળખી ? ત્યારે તો હું જાઉંછું. ( જવા માંડેછે. )

**विदूषक.**—ભવતિ સાગરિકે ! અહિં આવો.

**वासवदत्ता.**—( હસીને કાંચનમાલા ભણી જુવેછે. )

**कांचनमाला.**—( અપવાર્ય, વિદૂષક ભણી તર્જની કરીને ) હતાશ ! આ વચન તારે સંભારી રાખવું પડશે.

**विदूषक.**—ઉતાવળ કર, ઉતાવળ કર. ભગવાન્ ચંદ્રમા પૂર્વદિશા ભણી ઉગવાની તૈયારીમાં છે.

**वासवदत्ता.**—( શંકાસહિત અપવાર્ય ) ભગવાન્ ચંદ્રમા ! આપને નમસ્કાર છે. એક મુહૂર્ત્તવાર આપ પ્રકટ થાઓ નહિ એટલામાં એમના મનનું હાર્દ જાણી લઉં. ( પરિક્રમણ કરેછે. )

**राजा.**—( ઉત્કંઠા સહિત આત્મગત ) [1]પ્રિયાનો સમાગમ થવાનું પાસે આવ્યું છતાં મારૂં મન શામાટે ઉત્કંઠિત થતું હશે ? અથવા,

( રૂચિરા છંદ. )

[2]તીવ્ર ઘણો સ્મરનો સંતાપજ, મિલન સમય આવે પાસે,
ત્યારે પીડા કરે તેટલી પ્રથમે કરતો નવ ભાસે;
જ્યમ વર્ષાકાલે જે દિવસે વૃષ્ટિ વરસવાની સારી,
તે દિન અતિશય તપી જાયછે, નિયમ જુવો એવો જારી. ૫૪

**विदूषक.**—( સાંભળીને ) ભવતિ, સાગરિકે ! પેલા પ્રિય વયસ્ય ઉત્કંઠાથી તમને ઉદ્દેશીને કાંઇક બોલેછે, માટે તમે અહિં થોભો. હું તેમને તમારા આગમનના સમાચાર કહી આવું.

**वासवदत्ता.**—( માથું ધુણાવેછે. )

---

૧ આ સ્થાનથી આરંભીને તે વિદૂષક કહેછે કે " પેલાં રહ્યાં " ત્યાં-સુધી ક્રમઅંગ થયું છે.

" ૫ ક્રમ-જેનું ચિંતવન કરવામાં આવ્યું હોય તેની પ્રાપ્તિ. "
નાટ્યપ્રકાશ.

૨ છંદ ૫૪ માં પ્રતિવસ્તુ ઉપમાઅલંકાર છે.

**विदूषक.**—(રાજાપાસે આવીને) અહો વયસ્ય! વધામણી છે, પેલી સાગરિકાને હું લઈ આવ્યો.

**राजा.**—(સહર્ષ ઊઠીને) ક્યાં છે, ક્યાં છે?

**विदूषक.**—પેલાં રહ્યાં.

**राजा.**[1]—(પાસે જઈને) પ્રિયે સાગરિકે!

(સવૈયા.)

મુખ શીતાંશુ[2] છે, બે આંખો કમલ, મૃણાલ[3] સમા બે હાથ,
રંભાગર્ભ[4] સમા ઉરૂ યુગલ, બે કર મળતા કુરૂની[5] સાથ;
અખિલ અંગ આલ્હાદજ[6]કારક, એવી નિશંક વેગે આવ,
અનંગતાપે[7] મ્લાન[8] થયેલા અંગે ભેટી શાન્તિ કરાવ. *૫૫

**वासवदत्ता.**—(આંખમાં ઝળઝળિયાંસાહિત અપવાર્ય) કાંચનમાલે! આર્યપુત્ર પોતેજ આ પ્રમાણે બોલેછે તો પછી મને શું કેહેશે? અહો આશ્ચર્ય!

**कांचनमाला.**—(અપવાર્ય) ભર્ત્રિ! એમજ છે. આથી વળી બીજું સાહસિક શું? એવા પુરૂષોને કાંઈ દુષ્કર હોતું નથી.

**विदूषक.**—ભવતિ સાગરિકે! વિશ્વાસ આણીને પ્રિય વયસ્ય સાથે હજી સુધી શામાટે વાત કરતાં નથી? નિત્ય રૂઠેલાં દેવી વાસવદત્તાનાં કઠિન વચનથી કડવા થઈ ગયેલા મહારાજના કાનને આપના મધુર વચનથી સુખ આપો.

**वासवदत्ता.**—(સરોષ અપવાર્ય) હંઝા કાંચનમાલે! જોની, હું તો આવી કટુ ભાષણ કરનારી, અને આર્ય વસંતક તો મીઠું બોલનારો.

**कांचनमाला.**—(અપવાર્ય તર્જની બતાવીને) હતાશ! આ વચન તારે સંભારી રાખવું પડશે.

**विदूषक.**—(જોઈને) અહો વયસ્ય! જુવો, જુવો, કોપેલી

---

૧ આ સ્થાનથી આરંભીને તે ૫૭ મા છંદની સમાપ્તિ સુધી પણ ક્રમઅગ થયુ છે. "ક્રમવિષે બીજી વ્યાખ્યા આ પ્રમાણે છે. "મનના ભાવનું જ્ઞાન મેળવવું તે." અથવા મનોવિકારનું યથાર્થ જ્ઞાન. નાટ્યપ્રકાશ.

૨ ચંદ્ર. ૩ કમલદંડ. ૪ કેળ. ૫ કમલ. ૬ આનંદદાયક. ૭ કામ. ૮ પીડિત.

* છંદ ૫૫ માં રૂપક છે.

કામિનીના કપોલ જેવો ચંદ્ર પૂર્વ દિશાને પ્રકાશ કરતો કરતો આ ઉગ્યો.

**राजा.**—( સ્પૃહાસહિત બતાવીને ) પ્રિયે! જો, જો,

( કાવ્યછંદ. )

તારા વદને હરી, કાન્તિની શોભા જેની,
એવો આ ઇન્દુ તો શૈલ શિખરેછે તેની
અપૂર્ણતા તો પૂર્ણ કરવાને કાજે જાણે,
[1]કર ઉંચા કરી રહ્યો જણાયજ છે આ ટાણે. *૫૬

વળી, ઉદય પામતા ચંદ્રે શું પોતાનું જડપણું બતાવ્યું નથી? કેમકે,

( સવૈયો. )

તુજ મુખરૂપી ચંદ્ર, કમલની કાન્તિનો શું નથી હરનાર?
જોતાંવાંત શું સ્મૃરવૃદ્ધિ કે આનંદી મુખ નવ કરનાર?
તુજ મુખરૂપી ચંદ્ર છતાં પછી બીજો ઉગ્યો શાને માટ?
અમૃત છે કહી ગર્વ કરે તો, તુજ બિમ્બાધરમાં તે ઠાઠ. †૫૭

**वासवदत्ता.**—( સરોષ માથે ઢાંકેલું કાહાડી નાંખીને ) આર્યપુત્ર! ખરેખર હું સાગરિકા; કારણ કે, આપ સાગરિકામાં મોહી ગયા છો તેથી સર્વેને સાગરિકામય દેખોછો.

**राजा.**—( જોઈ, વિલક્ષણ બની, અપવાર્ય ) અરે ધિઃકાર છે, આ તો કષ્ટ આવી પડયું. શું દેવી વાસવદત્તા! વયસ્ય, આ શું?

**विदूषक.**—( ખેદસહિત ) અહો, વયસ્ય! બીજું શું, હવે તો મોત આવી પોહોંચ્યું.

**राजा.**—[2]( બેશીને હાથ જોડી ) પ્રિયે વાસવદત્તે, પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ.

**वासवदत्ता.**—( સામે રહીને અશ્રુપાત કરતી ) આર્યપુત્ર! એમ બોલો નહિ. આપનું બોલવું તો અન્યને લાગું થાયછે.

---

૧ ચંદ્ર પોતાની ન્યૂનતા પૂર્ણ કરવામાટે હાથ ઉંચા કરીને પર્વત ઉપર તપશ્ચર્યા કરેછે.

* છંદ ૫૬ માં કાવ્યલિંગ અને ઉત્પ્રેક્ષાઅલંકાર છે. † છંદ ૫૭ માં પ્રતીપઅલંકાર છે.

૨ ક્રોધયુક્ત જે વાકય તે તોટક અને તેનો અન્યથાભાવ તે અધિબલ એમ એક ગ્રંથકારનો અભિપ્રાય છે અને તેના ઉદાહરણમાં તે રાજાનું આ વાકય અને વાસવદત્તાનું ઉત્તર જણાવેછે.

**विदूषक.**—( આત્મગત ) અહિં હવે મારે શું કરવું? ઠીક, હવે ધાટ ઘડુંછું ( પ્રકાશ ) આપ દયાળુ છો માટે પ્રિય વયસ્યનો આ પ્રથમજ અપરાધ થયો છે તે ક્ષમા કરવો જોઇયે.

**वासवदत्ता.**—આર્યે વસંતક! પ્રથમસમાગમને સમયે આવીને મેં વિઘ્ન કરયું તેથી હું અપરાધી છું, આર્યપુત્ર નથી.

**राजा.**—[1]જેનો પ્રત્યક્ષ વાંક જોવામાં આવ્યો એવો હું હવે શું કહું; તોપણ વિનતિ કરૂંછું કે,

( કવિત. )

વિલક્ષ થયેલો આ હું, તુજ પગતણી લાલી,
તેને માથે લગાવીને મારે લો'વી સે'લ છે;
પણ મુખરૂપી ચંદ્રબિમ્બપરની લાલાશ,
કોપરૂપી રાહુ થકી પ્રકટી રહેલ છે;
તે તો નિવારવા માટે એકેય પ્રકારે કરી,
મારામાંય કાંય શક્તિ રહેલી ન લેશ છે;
પણ આપકેરી જો કરૂણા પૂરેપૂરી હોય,
એજ એ મટાડવાનો ઉપચાર બેશ છે. *૫૮

( એમ કહી પગે પડેછે. )

**वासवदत्ता.**—( હાથથી વારી રાખતાં ) આર્યપુત્ર! ઉઠો, ઉઠો. આર્યપુત્રનું આવું ત્દદય જાણીને પણ જે જન ફરીને કોપ કરેછે તેજ નિર્લજ્જ છે, માટે આર્યપુત્ર, સુખે મજા કરો. હું જાઉંછું. ( જવા માંડેછે. )

**कांचनमाला.**—ભર્ત્રિ! પ્રસન્ન થાઓ, આ પ્રમાણે પગે પડેલા મહારાજને મૂકીને જવાથી, ખરે આપને પછવાડેથી પસ્તાવો થશે.

**वासवदत्ता.**—વેગળી ખશ, અપંડિતા! અહિં પ્રસન્નતા કે પશ્ચાત્તાપનું શું કારણ છે? ચાલ આપણે જઇયે. ( જાયછે. )

**राजा.**—દેવિ! પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ. ( નીચુ મ્હો કરીને પગે પડેલા છે તેથી દેવી ગયાની ખબર ન પડતાં ફરીને ઉપરનો છંદ બોલેછે. )

---

૧ આ સ્થાને તોટકનો અન્યથાભાવ **આધિબલ** થાય છે.

* છંદ ૫૮ માં રૂપક અલંકાર છે.

**विदूषक.**—અહો, ઊઠો, ઊઠો. દેવી વાસવદત્તા તો ગયાં; તો હવે અરણ્યરૂદન શું કરવાને કરોછો?

**राजा.**—(મુખ ઉંચું કરીને) પ્રસન્ન થયાવિના દેવી જતાં રહ્યાં!

**विदूषक.**—હજી આપણાં શરીર માર ખાધાવિનાનાં રહ્યાં છે તો પ્રસન્ન થયાં નથી એમ શાથી સમજોછો?

**राजा.**[1]—ધિક્ મૂર્ખ! આમ મારો ઉપહાસ કેમ કરેછે? આ અનર્થનો ઝપાટો તારે લીધેજ મારા ઉપર આવી પડ્યો છે. કેમકે,

(કવિત.)

દિનપ્રતિદિન પૂરા પ્રણયે કરીને પોશી,
તેથી ઘણુા માન લીધે પ્રીતિ જે વધેલ છે;
માટે મેં તો કદિયે ન પ્રથમ કરેલું એવું,
આ ઉઘાડું કુડું કામ મુજથી થયેલ છે;
તે સહન થશે નહિ માટે મારી પ્રિયતમા,
ખરેખર પોતાતણો પ્રાણ છોડશે સહી;
કારણ કે પૂરેપૂરા ઉત્તમ પ્રેમમાં કાંઈ
સ્ખલન આવી પડે તો સહન થાય નહિ. *૫૯

**विदूषक.**—અહો, રૂઠેલી દેવી શું કરશે, એ જણાતું નથી; પણ સાગરિકાનું જીવવું મહા કઠિન છે એમ હું ધારૂંછું.

**राजा.**—વયસ્ય! મને પણ એજ ચિન્તા થાયછે. હા! પ્રિયે સાગરિકે!

(વાસવદત્તાનો વેશ ધારણ કરેલો એવી સાગરિકા પ્રવેશ કરેછે.)

**सागरिका.**—(ઉદ્વેગસહિત) દેવીનો વેશ ધારણ કરેલી હું સંગીતશાલામાંથી નીકળી તે સમયે કોઇયે મને દીઠી[2] નહિ તે ઘણું સારૂં થયું, પણ હવે મારે શું કરવું? (એમ આંસુસહિત ચિન્તા કરેછે.)

---

૧ આ સ્થાનથી તે વિદૂષકનું બોલવું થાયછે કે "એમ હું માનુંછું" ત્યાંસુધી **અનુમાન**અંગ થયું.

"૭ **અનુમાન**—ચિન્હ ઉપરથી અનુમાન અથવા તર્ક કરવો તે."
નાટ્યપ્રકાશ.

* છંદ ૫૯ માં અર્થાંતરન્યાસઅલંકારછે.

૨ દેવી પાછાં ફર્યાં તે સમયે સાગરિકા તથા સુસંગતા આવતાં હતાં તેમણે વેગળેથી તેમને દીઠાં એટલે ભયને લીધે સાગરિકા સંગીતશાળામાં લપાઈ ગઈ અને સુસંગતા સપડાઈ ગઈ છે. દેવી ગયા પછી સાગરિકા બાહાર નીકળીને આ પ્રમાણે બોલેછે.

**विदूषक.**—અરે! મૂઢ થઇને કેમ બેશી રહ્યા છો? કાંઇ ઉપાય શોધી કહાડો.

**राजा.**—[1]વયસ્ય! હું એજ વિચારૂંછું. મને લાગેછે કે, દેવીને પ્રસન્ન કર્યાવિના હવે બીજો એકે ઉપાય નથી, માટે ચાલ આપણે ત્યાં જઇયે. (પરિક્રમણ કરેછે.)

**सागरिका.**—(આંખમાં આંસુસાથે ચિન્તા કરતી) હવે તો મારે ફાંસો ખાઇને મરવું એજ ઠીક છે; કારણ કે, સંકેતની વાત દેવીના જાણવામાં આવવા પછી સુસંગતાનીપેઠે હું તિરસ્કાર સહન કરી ઠપકા ખાવાની નથી, માટે અશોકના ઝાડ નીચે જઇને ધારણાપ્રમાણે કરૂં. (પરિક્રમણ કરેછે.)

**विदूषक.**—(સાંભળીને) થોભો, થોભો. પગનો અવાજ સંભળાયછે તેથી મને લાગેછે કે, પશ્ચાત્તાપ થવાથી, દેવી પાછાં વળી આવતાં હોય.

**राजा.**—વયસ્ય! દેવી શુદ્ધ અંતઃકરણવાળાં છે તેથી એમ સંભવેછે, માટે તું ત્વરાથી જઇને જો.

**विदूषक.**—જેવી આપની આજ્ઞા. (જાયછે.)

**सागरिका.**—(ઝાડ પાસે જઇને) આ અશોકના ઝાડને માધવીલતાનો ફાંસો બાંધીને હું ટંગાઈ મરૂં. (લતાનો ફાંસો રચતી) અરે પિતા! અરે માતા! અનાથ, અશરણ અને મંદભાગિની હું મારો દેહ ત્યાગ કરૂંછું. (ગળામાં લતાનો ફાંસો ઘાલેછે.)

**विदूषक.**—[2](જોઇને) આ કોણ વળી? શું દેવી વાસવદત્તા!

---

૧ આ સ્થાને **આક્ષેપ** અંગ થયું છે.

"૧૨ **આક્ષેપ**-ગર્ભના બીજનું (મૂળનું બીજ તેનું) ઉદ્‌ઘાટન કરવું તે." દેવીને પ્રસન્ન કરવાથીજ સાગરિકાના સમાગમની સિદ્ધિ છે એમ ગર્ભના બીજનો (મૂળના બીજનો) આક્ષેપ કર્યો માટે આક્ષેપ અંગ થયું છે.

નાટ્યપ્રકાશ.

૨ અહિંથી તે રાજા કહેછે કે "ક્યાં છે? ક્યાં છે?" ત્યાંસુધી **સંભ્રમ** અંગ થયું. કારણ કે વાસવદત્તાના જેવી જણાતી એવી સાગરિકાના મરણની શંકાથી રાજાને સંભ્રમ થયો.

"૧૧ **સંભ્રમ**-શંકા અને ત્રાસ થવો તે."

નાટ્યપ્રકાશ.

(સંભ્રમસહિત મોટે સ્વરે) અહો વયસ્ય! ધાઓ, ધાઓ. આ દેવી વાસવદત્તા ફાંસો ખાઇને મરી જાયછે.

**राजा.**—(ગભરાટસહિત પાસે આવીને) વયસ્ય! ક્યાં છે? ક્યાં છે?

**विदूषक.**—અરે, આ રહ્યાં.

**राजा.**—(કંઠમાંથી ફાંસો કાહાડીને) અહો, સાહસકારિણી! આવું નકરવાનું શું કરવાને કરોછો?

(ગીતિ.)

છે પાશ તુજ કંઠે, પણ કંઠે પ્રાણ આવિયા મુજને;
તુજ રક્ષણમાં મુજ હિત, માટે સાહસ પ્રિયા તરત મૂકને. *૬૦

**सागरिका.**—(રાજાને જોઈને) આશ્ચર્ય! શું આ ભર્ત્તા! (સહર્ષ આત્મગત) ખરે, એમને જોઇને ફરીને જીવવાની મને અભિલાષા થાયછે, અથવા એમને જોઈ, કૃતકૃત્ય થઈ, સુખે દેહને લટકાવીને જીવ તજીશ. (પ્રકાશ) ભર્ત્તા, મને છોડો, છોડો. હું તો પરાધીન છું. મરવાનો આવો અવસર ફરીને આવવાનો નથી. વળી આપ પણ દેવીના અપરાધી થાઓ નહિ. (એમ કહીને ફરીને ગળામાં ફાંસો નાંખવાનું કરેછે.)

**राजा.**—(જોઈને સહર્ષ) શું મારી પ્રિયા સાગરિકા. (કંઠમાંથી ફાંસો કાહાડી લઈને.)

(ચોપાયા.)

આ તારૂં સાહસ રે'વા દે, લતાપાશ તું દે છોડી,
હે જીવિતેશે![1] જતો જીવ મુજ શરીર તજેછે તરછોડી;
તેને તું હું કહું એમ કરી તત્પર થઇને રોકી દે,
માત્ર એક ક્ષણ મુજ કંઠે તું બાહુપાશ આરોપી દે. ૬૧

(એ પ્રમાણે એનો હાથ પોતાના કંઠે બઝાડી સ્પર્શ સુખનો અનુભવ કરી વિદૂષક પ્રતિ) સખે! આ વિનાવાદલે વર્ષાદ છે.

**विदूषक.**—હા, એમજ છે; પણ અકાલ વાદલરૂપી દેવી વાસવદત્તા આવી પોહોંચે નહિ તો.

(એટલામાં વાસવદત્તા અને કાંચનમાલા પ્રવેશ કરેછે.)

**वासवदत्ता.**—હંઝા કાંચનમાલે! એ પ્રમાણે પગે પડેલા આર્યપુત્રનો તિરસ્કાર કરીને હું આવતી રહી એ ઘણું ખોટું કરયું; માટે હવે હું જાતે ત્યાં જઇને તેમને પ્રસન્ન કરીશ.

---

* છંદ ૬૦ માં અસંગતિ અલંકાર છે. ૧ પ્રાણપ્રિયા.

**कांचनमाला.**—દેવીવિના આવું કેહેવા બીજું કોણ જાણે! ભલે મહારાજ દુર્જન થાય પણ, દેવિયે તેમ થવું જોઇયે નહિ; માટે આપ પધારિયે. (પરિક્રમણ કરેછે.)

**राजा.**—અહો, મુગ્ધે! હજી સુધી પણ ઉદાસી બતાવી શું કરવા અમારો મનોરથ વિફલ કરેછે?

**कांचनमाला.**—ભર્ત્રિ! પાસેજ મહારાજ બોલતા જણાયછે, તેથી મને લાગેછે કે આપનેજ રીઝવવાને અહિં પધારેછે. માટે ચાલો આપણે સામાં જઇયે.

**वासवदत्ता.**—(સહર્ષ) ત્યારે તો હું તે જુવે નહિ એમ, પછવાડે જઇને, તેમની કોટે હાથ નાંખીને પ્રસન્ન કરીશ.

**विदूषक.**—ભવતિ, સાગરિકે! હવે વિશ્વાસ રાખીને પ્રિય વયસ્ય સાથે વાતો કર.

**वासवदत्ता.**—(સાંભળીને ખેદ સહિત) કાંચનમાલે! શું સાગરિકા અહિં છે? આપણે પ્રથમ તો સાંભળો, પછીથી જઇશું. (ત્યાંજ ઊભાં રેહેછે.)

**सागरिका.**—ભર્ત્તા! આવી ખોટી ચતુરાઈ જવા દ્યો. જીવથી પણ વધારે વાહાલાં દેવી વાસવદત્તાના ફરીને અપરાધી શું કરવા થાઓછો?

**राजा.**—અયિ મિથ્યાવાદિની! એમ શું કેહેછે?

(કવિત.)

દીર્ઘ શ્વાસે દેવીકેરા કુચયુગ કંપે જ્યારે,  
ત્યારે તો કંપાયમાન તરત હું થાઉંછું;  
એ મૌન રેહે તો મીઠી વિનયવાણી વદુંછું,  
ભ્રૂભંગે મુખ ફેરવ્યે પગે પડી જાઉંછું;  
એ પ્રકારે દેવીવિષે અમારી કેવલ એ તો,  
સ્વાભાવિક ને ઘટિત સેવા સે'જ થાયછે;  
પણ પ્રણયના દૃઢ બંધથી વૃદ્ધિ પામેલા,  
અધિક રસની પ્રીતિ તુજમાં બંધાયછે. ૬૨

**वासवदत्ता.**—[1](પાસે જઈને, સરોષ) આર્યપુત્ર! એમજ ઘટે.

---

૧ આ સ્થાનથી આરંભીને તે વાસવદત્તા કેહેછે કે "આ દુષ્ટ કન્યાને આગળ કર" ત્યાંસુધી તોટક અંગ થયું.

"૯ તોટક-ક્રોધયુક્ત જે વાક્ય તે."

નાટ્યપ્રકાશ.

**राजा.**—( જોઇને, ગભરાઇને) દેવિ ! મને વિના કારણે ઠપકો દેવા સરખું નથી. તમેજ છો એમ માનીને, વેશના સરખાપણાથી ભૂલ ખાઇને, અમે આવ્યા છિયે, માટે ક્ષમા કરો. ( પગે પડેછે. )

**वासवदत्ता.**—( સરોષ ) આર્યપુત્ર ! ઊઠો, ઊઠો. ઉપર ઉપરની આવી સેવા બજાવીને શું કરવાને દુઃખ વોહોરી લ્યોછો ?

**राजा.**—( સ્વગત ) શું એ પણ દેવિયે સાંભળ્યું ? હવે તો દેવીને પ્રસન્ન કરવાને જે જે ઉપાય કરીશું તે વ્યર્થ જવાના. ( નીચું મ્હો કરી રાખેછે. )

**विदूषक.**—ભવતિ ! આપ ફાંસો ખાઇને મરોછો, એમ સરખા વેશને લીધે માનીને, હુંજ પ્રિય વયસ્યને અહિ લઈ આવ્યો છું. તે જો મારા કેહેવા ઉપર આપને વિશ્વાસ આવતો ન હોય તો જુવો, આ લતાનો ફાંસો. ( બતાવેછે. )

**वासवदत्ता.**—( સકોપ ) અયિ, કાંચનમાલે ! એજ લતાનો ફાંસો આ બ્રહ્મબંધુના ગળામાં ઘાલ, અને આ દુષ્ટ કન્યાને આગળ કર.

**कांचनमाला.**—જેવી દેવીની આજ્ઞા. ( લતાનો ફાંસો વસંતકના ગળામાં નાંખેછે અને મારેછે ) હતાશ ! તું કેહેતો હતો જે, દેવીનાં કડવાં વચનથી રાજાના કાન ભરાઈ ગયા છે, તે વચન હવે તું સંભાર; અને સાગરિકા, તું પણ આગળ થા.

**सागरिका.**[1]—( સ્વગત ) હું પાપિની મારી ઈચ્છા પ્રમાણે મરી શકી પણ નહિ.

**विदूषक.**—( ખેદ સહિત ) અહો વયસ્ય ! મારા સરખો અનાથ, તે ફાંસાથી મારયો જાયછે, તેની ખબર લ્યો. ( એમ કેહેતો રાજા ભણી જુવેછે. )

**( વાસવદત્તા સર્વેને લઇને જાયછે. )**

**राजा.**—( સખેદ ) કષ્ટ, અરે કષ્ટ.

( કવિત. )

લાંબા રોષને લીધે તો સ્નિગ્ધ સ્મિત તજી દીધું,
એવા દેવીમુખની શું હૃદયે ચિંતા કરૂં;

---

૧ આ સ્થાને ઉદ્વેગ અંગ થયું છે.
"૧૦ ઉદ્વેગ—શત્રુથી ઉત્પન્ન થયેલો ભય." નાટ્યપ્રકાશ.
વાસવદત્તા આ સ્થાને તેની અપકારી થઈ માટે શત્રુ જેવી છે.

અથવા, અત્યંત રોષે તરછોડી તેથી બ્હીની,
એવી સાગરિકાતણી ચિંતા ચિત્તમાં ધરૂં;
અથવા તો, અહિંથી બાંધીને લઈ ગઈ એવા
વસંતકકેરી મન ફિકર ધરી ફરૂં;
આ રીતે સર્વેની વ્યથા જેના મનમાં ઉઠી છે,
એવો ક્ષણ વાર હું ન નિવૃત્તિ કરી ધરૂં. ૬૩

ત્યારે[1] હવે આવી રીતે અહિં રહીને શું પ્રયોજન છે? દેવીને પ્રસન્ન કરવાને હવે તો અંતઃપુરમાં જાઉં.

(જાયછે.)

૧ આ સ્થાને પણ આક્ષેપ અંગ થયું છે.

સંકેત નામનો ત્રીજો અંક સમાપ્ત.



# रत्नावली.

## अंक ४ थो.

### પાત્ર.

ઉદયન—વત્સદેશનો રાજા.
વાસવદત્તા—તેની રાણી.
કાંચનમાલા—રાણીની દાસી.
વસંતક—વિદૂષક.
સાગરિકા } —સિંહલેશ્વરની રાજકન્યા.
રત્નાવલી }
સુસંગતા—તેની સખી.
યૌગંધરાયણ—વત્સદેશનો પ્રધાન.
રૂમણ્વાન—સેનાપતિ.
બાભ્રવ્ય—કંચુકી.
વિજયવર્મા—રૂમણ્વાનનો ભાણેજ.
વસુંધરા—ચોબદાર.
સંબરસિદ્ધિ—એક ગારૂડી, ઐન્દ્રજાલિક.
વસુભૂતિ—સિંહલેશ્વરનો અમાત્ય.

## सूचन.

બ્રાહ્મણને આપવાસારૂ સાગરિકાએ આપેલી રત્નમાલા હાથમાં લઇને, સુસંગતા રડતી રડતી બ્રાહ્મણને ખોળેછે, એટલામાં કેદમાંથી મુક્ત કરેલો વસંતક તેને મળેછે; અને સાગરિકાની વાત સાંભળીને તેને પણ ખેદ થાયછે. સુસંગતા તેને હાર આપેછે, અને રાજાને એથી વિનોદ પમાડી શકાશે એમ ધારીને વિદૂષક તે લેછે અને તે જોઇને કહેછે કે, આવી મૂલ્યવાન માળા કોઈ રાજવંશી વિના બીજાની હોય નહિ. સુસંગતાને પણ એ વાત ખરી ભાસેછે. એપ્રમાણે બન્નેની વાતચિત થયા પછી, સ્ફાટિકશિલામંડપે રાજા હતા તેનીપાસે વિદૂષક જાયછે; ત્યાં તેમને ઉત્કંઠિત જોઇને પોતાને દેવિયે છોડચો તે વૃત્તાન્ત નિવેદન કરેછે; પણ સાગરિકાની શી વલે થઈ તેવિષે પૂ-

છતાં તે કાંઈ કહી શકતો નથી; તેથી માઠો પરિણામ બનેલો સમજી રાજા ખેદ પામેછે, તેમને રત્નમાલા આપેછે, એટલામાં વિજયવર્મા આવ્યાના સમાચાર વસુંધરા રાજાને નિવેદન કરેછે, તે આવતાં કોશલદેશ જીતવા ગયેલા રૂમણ્વાન સેનાપતિનો જય થયેલો સાંભળીને રાજા પ્રસન્ન થાયછે; અને વિજયવર્માને પારિતોષિક અપાવવા યૌગંધરાયણની પાસે મોકલેછે. ઉજ્જયિનીથી આવેલા સંબરસિદ્ધિ નામે ગારૂડીને લઈને કાંચનમાલા આવેછે અને તેનો ખેલ જોવા દેવીને પણ ત્યાં આવવાને બોલાવેછે. તેમજ યૌગંધરાયણની સૂચના ઉપરથી વસુભૂતિ અને બાભ્રવ્યને પણ ત્યાં બોલાવેછે. રાજાએ પાછી આપેલી રત્નમાલા વિદૂષકના ગળામાં જોઇને વસુભૂતિ તે ઓળખેછે અને બાભ્રવ્યને કેહેતાં તેને પણ એમજ લાગેછે. રાજા સિંહલેશ્વરના કુશળ વર્ત્તમાન પૂછતાં વસુભૂતિ ખેદ કરતો જણાયછે અને પૂછવાથી કેહેછે કે, કુમારી રત્નાવલી આપને દેવામાટે યૌગંધરાયણ પ્રધાનની પ્રાર્થનાથી, અને દેવી વાસવદત્તા લગાણામાં બળી મુવાં તેથી તૂટેલો સંબંધ સાંધવાની ઈચ્છાએ, રત્નાવલી આપને દેવાને અમે લઈ આવતા હતા, તે વાહાણ બૂડવાથી બૂડી ગઈ. પોતાના મામાની દીકરી આપ્રમાણે મરી ગયાનું સાંભળી વાસવદત્તા શોક કરેછે. રાજા તેમને દિલાસો આપેછે, એટલામાં અંતઃપુરમાં આગ લાગ્યાવિષેનો કલકલાટ થાયછે, તે સાંભળીને વાસવદત્તા કેહેછે કે, મેં સાગરિકાને ત્યાં કેદ કરી છે તે બળી મરશે, માટે આપ તેનું રક્ષણ કરો. રાજા લગાણામાં પડતું મૂકેછે; સર્વે નિવારેછે, પણ કોઇનું ન માનતાં સાગરિકાને લગાણામાંથી રાજા ક્ષેમકુશળ લઈ આવેછે. તેને જોઇને વસુભૂતિ અને બાભ્રવ્ય ઓળખેછે અને રાજાને પૂછે છે કે, દેવ, આ કન્યા કયાંથી? દેવી કેહેછે કે, યૌગંધરાયણે સાગરમાંથી મળેલી કન્યા મને સોંપી તેથી એનું નામ સાગરિકા રાખ્યુંછે. વસુભૂતિ તેને ઓળખીને કેહેછે કે, તમારી આવી દશા થઈ? સાગરિકા પણ તેને ઓળખીને પોતાના માતાપિતાને સંભારી ખેદ પામતાં મૂર્ચ્છાગત થાયછે. વાસવદત્તા તેને આલિંગન દઈ સાવધ કરેછે. અને દેવીના કેહેવાથી રાજા તેની બેડી તોડી નાંખેછે. એટલામાં યૌગંધરાયણ પ્રવેશ કરેછે અને કેહેછે કે, આ સિંહલેશ્વરની રાજકન્યા જેનેવેરે પરણશે તે ચક્રવર્તી રાજા થશે, એમ એક સિદ્ધ પુરૂષનું કેહેવું હતું, તેથી આપને વેરે પરણાવવાને સિંહલેશ્વર વિક્રમબાહુને કેહેવામાં આવ્યું, પણ પોતાની ભાણેજી વાસવદત્તાને ખોટું લાગશે તેથી તેમણે તે વાત માન્ય રાખી નહિ, એટલે વાસવદત્તા આગમાં બળી મુવાં, એમ વાત ચલાવીને બાભ્રવ્યને સિંહલદ્વીપ મોકલ્યો અને અહિં પણ અંતઃપુરમાં આગ લાગ્યાનો પ્રપંચ ગારૂડી પાસે કરાવ્યો તે એટલાજ માટે કે સાગરિકાને ઉગારવાને વિષે યત્ન થતાં તે બાહાર આવે; અને સર્વે તેને ઓળખે. પછી દેવી ભણી જોઇને કેહેછે કે, આપે આપનાં બેહેનને ઓળખ્યાં. હવે જે કરવાનું ઉચિત જણાય તેવી આજ્ઞા કરો. પછી દેવી રત્નાવલીને પોતાનાં ઘરેણાંથી શણગારી હાથ ઝાલી રાજાને અર્પણ કરેછે, અને રાજા પણ દેવીનો પ્રસાદ સ્વીકારેછે.

---

# अंक ४ थो.

(રત્નમાલા હાથમાં લઈને રોતી રોતી સુસંગતા પ્રવેશ કરેછે.)

**સુસંગતા.**—(કરૂણાસહિત નિશ્વાસ મૂકીને) અરે, પ્રિયસખી સાગરિકા! અરે લજ્જાકુલા! અરે સખીજનવત્સલા! હા ઉદારશીલા! હા સૌમદર્શના! તું કયાં ગઈ, મને ઉત્તર તો આપ. (ઉંચું જોઈને નિશ્વાસ નાંખીને) અરે મુવા દૈવ! અકરૂણ! તેં જ્યારે એને અસાધારણ રૂપ અને સ્વભાવવાળી બનાવી તો પછી એની આવી ગતિ શું કરવાને કરી? (રત્નમાલા બતાવીને) આ રત્નમાલા, જીવિતથી નિરાશ થઈ ગએલી સાગરિકાએ કોઈ પણ બ્રાહ્મણને દાન કરી દેવાનું કહી મને સોંપી છે, માટે હું કોઈ બ્રાહ્મણ શોધી કાહાડું. (નેપથ્યભણી જોઈને) અરે પેલો બ્રાહ્મણ વસંતક આવે. ચાલ, એનેજ આપી દેઉં.

(પ્રસન્ન થતો વસંતક પ્રવેશ કરેછે.)

**વસંતક.**—હી, હી, અહો પ્રિય વયસ્યે દેવી વાસવદત્તાને મનાવ્યાં એટલે મને બંધનમુક્ત કરયો. હવે તેમણે પોતાનેજ હાથે મને મોદક અને લાડુ આપીને મારૂં પેટ ખૂબ ભરાવ્યું, અને આ રેશમી વસ્ત્રનો જોટો અને કાનનું ઘરેણું મને આપ્યું; માટે ચાલ જઇને પ્રિય વયસ્યને મળું. (પરિક્રમણ કરેછે.)

**સુસંગતા.**—(રડતી રડતી ઉતાવળથી પાસે આવીને) આર્ય વસંતક! બે ઘડી થોભ અહિં.

**વિદૂષક.**—(જોઈને) શું સુસંગતા? સુસંગતે! તું શામાટે રડેછે. શું સાગરિકાસંબંધી કાંઈ માઠો બનાવ બન્યો છે?

**સુસંગતા.**—આર્ય[1]! હું એજ કેહેવાની છું. તે તપસ્વિનીને ખરે દેવિયે ઉજ્જયિની મોકલી દીધી છે એમ વાત તો ચાલી છે; પણ પછી અર્દ્ધરાત્ર વીતતાં, એને કયાં મોકલાવી તે મારા જાણવામાં નથી.

---

૧ અહિંથી તે વિદૂષક કેહેછે કે, 'દેવિએ તારૂં બહુ ભુંડું કરયું' ત્યાંસુધી **અપવાદ**અંગ થયું છે.

"૧ **અપવાદ**—દોષ પાધરા પાડવા તે."

નાટચપ્રકાશ.

**विदूषक.**—(ઉદ્વેગસહિત) ભવતિ સાગરિકે! હા, રૂપરૂપની ભણી, હા, મૃદુભાષિણિ! તું કયાં ગઈ, મને ઉત્તર આપ. દેવિયે તારૂં બહુ ભુંડું કરયું.

**सुसंगता.**—આર્ય! આ રત્નમાલા જીવથી કંટાળી ગયેલિયે તને આપવાને સોંપી છે, માટે લે આ.

**विदूषक.**—(રડતો કરૂણા ઉપજે એમ કાને હાથ દઈ) ભવતિ! આવો બનાવ બન્યો છતાં, એ લેવાને મારો હાથ કેમ ધપી શકે? (બંને રૂવેછે.)

**सुसंगता.**—(હાથ જોડીને) એનાઉપર કૃપા કરીને તારે તે લેવી જોઇયે.

**विदूषक.**—(વિચારીને) આપ ત્યારે. એજ રમકડાથી સાગરિકાના વિરહથી ઉત્કંઠિત થએલા પ્રિય વયસ્યને વિનોદ પમાડીશ.

**सुसंगता.**—(વસંતકને રત્નમાલા આપેછે.)

**विदूषक.**—(લઈ, નિહાળીને સવિસ્મય) ભવતિ! આવી અમૂલ્ય માલા એને કયાંથી મળી હશે?

**सुसंगता.**—આર્ય! મને પણ એવીજ નવાઇ લાગવાથી મેં તેને પૂછયું હતું.

**विदूषक.**—ત્યારે તેણે શું કહ્યું?

**सुसंगता.**—તે ઉંચું જોઇ મ્હોટો નિશ્વાસ મૂકી બોલી કે, સુસંગતે! એ વાત જાણવાની તારે શી અગત્ય છે? એમ કહીને રોવા લાગી.

**विदूषक.**—એ ઉપરથીજ એણે જણાવી આપ્યું કે સાધારણ માણસને ન મળી શકે એવા આ આભૂષણથી તે કોઇ કુલીન વંશની છે. સુસંગતે! હવણાં પ્રિય વયસ્ય કયાં હશે?

**सुसंगता.**—આર્ય! ભર્ત્તા દેવીભવનમાંથી બાહાર નીકળીને સ્ફાટિકશિલામંડપે પધાર્યા છે, માટે તું ત્યાં જા, અને હું પણ દેવી વાસવદત્તાની સેવામાં હાજર થઈ જાઉંછું.

(બંને જાયછે.)

એ પ્રમાણે પ્રવેશક[1] પૂરો થયો.

---

૧ આ પ્રવેશકમાં દેવીને રાજાએ પ્રસન્ન કરયા, વિદૂષક મુક્ત થયો, સાગરિકાને કંહિક મોકલી દીધી અને આ સર્વ વૃત્તાન્ત વિદૂષકના જાણવામાં આવ્યો ને રાજાનો પ્રવેશ થવાનો તે સમયે રાજાને નિવેદન કરશે; એવી ભૂત અને ભવિષ્યની વાત, બે નીચ પાત્રદ્વારાએ કથન કરવામાં આવી. એ પ્રમાણે એમાં પ્રવેશકનાં લક્ષણ નાટયપ્રકાશમાં સૂચવ્યાપ્રમાણે છે.

( આસને વિરાજમાન રાજા દેખાયછે. )

**राजा.**[1] ( સંભારીને )

( કવિત. )

રૂદન કરતી એવી દેવિયે અશ્રુજલથી,
નિજકેરો કોપ પોતે જેવો ધોઇ નાંખિયો;
તેવા કપટ ભરેલા મેં તો સમ ખાધાથી કે,
એની મનવૃત્તિથકી અધિક હું ચાલિયો
તેથી, અથવા તો મારાં વિવેકી વચન થકી,
વિસ્મયભાવે, અથવા પગે પડવા થકી
કે પછી સખીદ્વારાએ વારંવાર કા'ડ્યાં વાકય,
તેથી પણ તેવો ક્રોધ શાંત ન પડ્યો નકી. ૬૪*

( ઉત્કંઠા સહિત નિશ્વાસ નાંખીને ) આ પ્રમાણે જેમ તેમ કરી દેવીને તો પ્રસન્ન કર્યાં, પણ હવે તો કેવલ સાગરિકાની ચિંતા મને દુઃખ દેછે, કેમકે,

( કવિત. )

અંભોજના ગર્ભ સમ કોમલ શરીરવાળી,
એવી આ જે અતિશય પ્રીતિ કેરા કારણે;
કંઠ કેરી માંહ્ અતિ ક્રૂર અને ધટ્ટ એવી,
બાથ ઘાલવામાં આવી પ્રથમ સંભારણે;
તેથી મદનના બાણ જે પડતા તેને લીધે,
થયેલા સુંસરા છેદ તેજરૂપી બારણે;
પ્રિયતમા સાગરિકા મારા હ્દયની માંહ,
પેશી ગઇ હોય એમ લાગેછે એ કારણે. ૬૫*

( સંભારીને ) મારા વિશ્રામનું સ્થાન જે વસંતક તેને પણ દેવિયે બાંધ્યો છે, તો હવે કોનીપાસે હું શોક કરૂં. (નિશ્વાસ નાંખેછે.)

---

૧ ત્રીજા અંકની સમાપ્તિમાં સૂચવ્યાપ્રમાણે રાજા અંતઃપુરમાં દેવીને મનાવા ગયાછે તેપ્રમાણે તેઓએ તેમ કર્યાનું આ છંદથી જણાયછે માટે આ સ્થાને **શક્તિ**અંગ થયું છે.

“ ૫ **શક્તિ**–વિરોધનું શમન ( શાન્તિ. )”

આ રીતે સાગરિકાના લાભમાં બાધકારક થયેલી વાસવદત્તાના કોપની શાંતિ થઈ માટે **શક્તિ**અંગ થયું.

* છંદ ૬૪–૬૫ માં ઉત્પ્રેક્ષાઅલંકાર છે.

( એટલામાં વસંતક પ્રવેશ કરેછે. )

**वसंतक.**—( પરિક્રમણ કરીને તથા જોઈને સવિસ્મય ) પેલા પ્રિય વ- યસ્ય, નિરંતર ઉત્કંઠાનેલીધે શુષ્ક શરીરવાળા છતાં પણ, ઉદિત બીજના ચંદ્રની પેઠે, અધિક વખાણવાયોગ્ય દેખાવના દેખાયછે; માટે ચાલ એમની પાસે જાઉં. ( પાસે આવીને ) આપનું કલ્યાણ થાઓ. હું દેવીના હાથમાં ગયેલો ફરીને મારી આ આંખોવડે આપને જોઉંછું એ આનંદની વાત છે.

**राजा.**—( જોઈને સહર્ષ ) શું વસંતક આવ્યો? સખે! મને ભેટ.

**विदूषक.**—( ભેટીને ) અહો વયસ્ય! દેવિયે મારાઉપર કૃપા કરી.

**राजा.**—તારો વેશજ દેવીની કૃપા સૂચવી આપેછે; પણ સાગરિકાનું શું થયું છે તે કેહે.

**विदूषक.**—( ગભરાઈને નીચું મુખ કરેછે. )

**राजा.**—વયસ્ય! કેમ કેહેતો નથી?

**विदूषक.**—અપ્રિય વાત કેહેવાને મારી જીભ ઉપડતી નથી.

**राजा.**—( ઉદ્વેગસહિત ગભરાઈને ) વયસ્ય! કાંઇ માઠું બન્યું છે? તેણે પોતાનો જીવ ખરેખર તજ્યો છે? હા પ્રિયે સાગરિકે! ( મૂર્છા પામેછે. )

**विदूषक.**—( ગભરાઈને ) પ્રિય વયસ્ય, સાવધ થાઓ, સા- વધ થાઓ.

**राजा.**—( સાવધ થઈને અશ્રુસહિત. )

( શાર્દૂલવિક્રીડિતછંદ. )

મારા પ્રાણ! તમે મનેજ મૂઢને, છોડી જજો સામટા,
મારૂં આ કરજો કહ્યું થઇ તમે દક્ષિણ ને ચામટા;[1]
જાશો ના નિકળી ત્વરાથી પછી તો અસ્તિત્વ મિથ્યા થશે,
હાથીની ગતિવાળી દૂર હમણાં જાતી રહી તે હશે. ६६

**विदूषक.**—અહો,[2] ખોટી કલ્પના કરો નહિ. એ તપસ્વિ- નીને દેવિયે ઉજ્જયિની મોકલી દીધી છે, એવી વાત સંભળાયછે, માટે મેં 'અપ્રિય' એમ કહ્યું.

---

૧ ચીકણા. ૨ આ વિદૂષકનું કેહેવું અને રાજાનું કથન એથી પણ અપવાદઅંગ થયું છે.

**राजा.**—શું[1] ઉજ્જયિની મોકલી દીધી? દેવીનું મારાવિષે કેવું નિર્દયપણું! વયસ્ય! એ વાત તને કોણે કહી?

**विदूषक.**—અરે, સુસંગતાએ. વળી તેણે કાંઈ કારણસર આ રત્નમાલા મને મોકલાવી છે.

**राजा.**—બીજું કારણ શું? એ તો મને આશ્વાસન દેવાને માટે. વયસ્ય! લાવ્.

**विदूषक.**—( આપેછે. )

**राजा.**—( રત્નમાલા લઈને તથા હૃદયે મૂકીને ) અહહ!

( ગીતિ. )

*કંઠાશ્લેષ પ્રિયાનો પામી ભ્રષ્ટજ થયેલી છે આ રે,
તુલ્યાવસ્થાવાળી સખીસમ મુજ વારણાં કરે ભારે. ६७

વયસ્ય! તું એ પેહેર્ એટલે એને જોઇને હું પણ ધૈર્ય ધારણ કરીશ.

**विदूषक.**—જેવી આપની આજ્ઞા. ( કંઠ પેહેરેછે. )

**राजा.**—( આંસુસહિત, નિશ્વાસ નાંખીને ) વયસ્ય! પ્રિયાનું ફરી દર્શન થવું દુર્લભ છે.

**विदूषक.**—( સભય દિશા ભણી જોઈને ) મ્હોટે સાદે બોલો નહિ. કદાપિ દેવીના કોઈ માણસના સાંભળવામાં આવશે.

( હાથમાં છડી લઈને વસુન્ધરા પ્રવેશ કરેછે. )

**वसुंधरा.**—( પાસે આવીને ) મહારાજનો જય થાઓ, જય થાઓ. રૂમણ્વાનના ભાણેજ વિજયવર્મા કાંઈ વિનતિ કરવાને બારણે ઊભા છે.

**राजा.**—વસુંધરા! સત્વર એમને પ્રવેશ કરાવ્.

**वसुंधरा.**—જેવી મહારાજની આજ્ઞા.

( જઈને વિજયવર્માને તેડી લાવીને પ્રવેશ કરેછે. )

વિજયવર્મન્! આ મહારાજ વિરાજે આર્ય પાસે જાઓ.

**विजयवर्मा.**—( પાસે જઈને ) જય જય મહારાજ! દેવ! રૂમણ્વાનના જયની આપને વધામણી આપુંછું.

---

૧ આ વાક્યથી વાસવદત્તાએ ઈષ્ટની પ્રાપ્તિ થવામાં રાજાનું અપમાન કર્યાનું નીકળેછે માટે **છલન**અંગ થયું.

"૮ **છલન**—અપમાન કરવું તે." નાટ્યપ્રકાશ.

* છંદ ૬૭ માં ઉપમાઅલંકાર છે.

**राजा.**—(સપરિતોષ) વિજયવર્મન્! શું કોશલા જીતી લીધી?

**विजयवर्मा.**—મહારાજના પ્રતાપથી.

**राजा.**—વાહ રૂમણ્વન્! વાહ. થોડીવારમાં ઘણું કામ કરયું. વિજયવર્મન્! વિસ્તારથી વાત કરો. હું સાંભળવાને આતુર છું.

**विजयवर्मा.**—દેવ! સાંભળિયે. અમે આપની આજ્ઞા લઇને, કેટલાક દિવસ ઉપર, અનેક હાથી, ઘોડા અને પાયદલની મ્હોટી સેના લઇને, વિંધ્યાચલમાં રહેલા કોશલ નૃપતિના દ્વારને ઘેરો ઘાલીને, સેનાનો પડાવ નાંખી રહ્યા.

**राजा.**—વારૂ પછી, પછી.

**विजयवर्मा.**—પછી કોશલ રાજાએ પણ અતિ અહંકારને લીધે પરાભવ સહન ન થવાથી ઘણા હાથીસહિતની સેના સજ્જ કરી.

**विदूषक.**—ઉતાવળા કહી ધો. મારૂં હ્દય કંપેછે.

**राजा.**—વારૂ પછી.

**विजयवर्मा.**—દેવ! જેણે નિશ્ચય કરેલો એવો એ—

(કવિત.)

[1]દ્વિપપતિ સૈન્ય કેરી, ઘટ્ટ બની ગોઠવણી,
જાણે બીજા વિંધ્ય જેવી જોતામાં જણાતી'તી;
એથી દિશા રૂંધી એણે, યુદ્ધ કરવાને કાજ,
સામો આવી લડવાની રચના રચી હતી;
પણ અહિ રૂમણ્વાન, બાણ છોડતો તે મદ
ગજથકી પાયદલ દળી નાંખી ચાલતો;
જોઇ કોશલેશ વેગ બમણો થયો છે એવો,
ગજેથી કૂદી પળમાં પડ્યો પ્રાણ વાળતો.* ૬૮

વળી,

અસ્તવ્યસ્ત થયેલ છે, [2]શીર્ષક જેવડે કરી,
એવા શસ્ત્રના પ્રહારે શિર છેદાયેલ છે;
ક્ષણમાત્રમાંહ ઘટ્ટ લોહીની નદિયો વહી,
શસ્ત્રનો ખણખણાટ થઇ જ્યાં રહેલ છે;
કવચથી અગ્નિ ખરે, મુખ્ય બલ ભાગી પડે,
એવી સેનામાંહ યુદ્ધમોખરે બોલાવીને

---

૧ મ્હોટા હાથી. * છંદ ૬૮–૬૯ માં વીરરસ છે. ૨ માથાના ટોપ.

**राजा.**—આપણી સેનામાં પણ ભંગાણ પડ્યું?

**विज॰**—રૂમણ્વાન એકલાએ, મત્ત ગજપર હતો
કોશલેશ તેને ઠોકી પાડ્યો શરો મારીને. ૬૯

**विदूषक.**—આપનો જય થાઓ, જય થાઓ. (વિજયવર્મા ભણી જોઈને) આપણી જીત થઇ, જીત થઈ. (નાચેછે.)

**राजा.**—કોશલપતે! ધન્ય છે તમને. તમારૂં મરણ સ્તુતિપાત્ર છે, કેમકે, રિપુસરખા પણ તમારાં પરાક્રમ આમ ગાયછે. (વિજયવર્મા ભણી જોઈને) વારૂ પછી.

**विजयवर्मा.**—મહારાજ! પછી રૂમણ્વાન પણ મારા મ્હોટા ભાઇ જયવર્માને ત્યાં સ્થાપીને, પ્રહારે કરીને ઘાયલ થયેલ જેમાં વિશેષ ભાગે હાથિયો છે એવું સઘળું સૈન્ય લઇને ધીરે ધીરે આવેછે.

**राजा.**—વસુન્ધરે! યૌગંધરાયણને કેહે કે આમને પારિતોષિક આપો.

**वसुन्धरा.**—જેવી મહારાજની આજ્ઞા.

**कांचनमाला.**—(પ્રવેશ કરતાં) દેવિયે મને આજ્ઞા કરી છે કે, હંઝા કાંચનમાલે! જા અને આ ઐંદ્રજાલિકને મહારાજની પાસે લઈ જા. (પરિક્રમણ કરી તથા જોઈને) મહારાજ તો આ વિરાજે, હું એમની પાસે જાઉં. (જાયછે.) જય જય મહારાજ! દેવી વિજ્ઞપ્તિ કરેછે કે, ઉજ્જયિનીથી સમ્બરસિદ્ધિ નામે ઐન્દ્રજાલિક આવ્યો છે તેને આપ જોઇયે.

**राजा.**—ઐન્દ્રજાલિકને જોવાની અમને પણ ઉત્કંઠા છે, માટે સત્વર તેને પ્રવેશ કરાવ.

**कांचनमाला.**—જેવી મહારાજની આજ્ઞા. (જાયછે અને જેના હાથમાં પિચ્છિકા આવી રહી છે એવા ઐન્દ્રજાલિકને લઈને ફરી પ્રવેશ કરેછે.) ચાલો, આ રસ્તે ચાલો.

**संबरसिद्धि.**—(પછવાડે પરિક્રમણ કરેછે.)

**कांचनमाला.**—આ મહારાજ વિરાજે, જાઓ પાસે.

**संबरसिद्धि.**—(પાસે જઈને) જય જય મહારાજ! (પિચ્છિકા ફેરવીને તથા નાનાપ્રકારનું હાસ્ય કરીને)

(કાવ્યછંદ.)

નામ ઇન્દ્રજાલિક મળ્યું છે ઇન્દ્રજ એવા
નમસ્કાર તેતણા ચરણને તો કરી લેવા

તેમજ યશ વિખ્યાત થયો છે હવણાં ભારે
એવા સંબર[1] અસુર તેમને નમન અત્યારે. ७०

મહારાજ કોહો.

(ચોપાયાછંદ.)

ધરણીપર[2] હું ચંદ્ર બતાવું, મહિધર[3] ગગને[4] ઝાઝા;
જલમાં જ્વલન[5] જળાવું જલદી, રાખી તે પણ તાજા;
સંધ્યાકાળ કરી દઉં તરતજ, હોય બપોરજ વેલા;
એમાંથી મારે શું કરવું? આજ્ઞા આપો વે'લા. *७१

અથવા,

(ગીતિ.)

બહુ બકબક શી કરવી, જે જે જોવા હૃદયવિષે ધરશો;
ગુરૂમંત્રના પ્રભાવે તે દેખાડી દઇશ, ચિતે ઠરશો. *७२

**विदूषक.**—અહો વયસ્ય! સાવધ થાઓ, જે આવું આવું કરી શકેછે તે બીજું પણ કરી શકશે.

**राजा.**—ભદ્ર! જરા વાર થોભ. કાંચનમાલે? દેવીને કેહે કે આ ઐન્દ્રજાલિક આપના પિયરનો છે, અને આ સ્થાને બીજું કોઇ છે નહિ, માટે અહિં પધારો તો આપણે સાથે બેશીને જોઇયે.

**कांचनमाला.**—જેવી આપની આજ્ઞા. (જઈને વાસવદત્તાને તેડી આવેછે.)

**वासवदत्ता.**—કાંચનમાલે! એ ઐન્દ્રજાલિક ઉજ્જયિનીથી આવ્યો છે માટે મારા મનમાં એનો પક્ષપાત છે.

**कांचनमाला.**—પિયર ઉપર આપનો ઘણો ભાવ છે તેના માનની ખાતર આપના મનમાં પક્ષપાત આવેછે. આ માર્ગે દેવી આ માર્ગે. (પરિક્રમણ કરેછે.)

---

૧ ઇંદ્ર પાસેથી ઇન્દ્રજાલ વિદ્યા પ્રથમ શીખેલો હતો તે. ૨ પૃથ્વી. ૩ પર્વત. ૪ આકાશ. ૫ અગ્નિ.

* ७१–७२ છંદમાં સંબરસિદ્ધિએ પોતાની શક્તિ કહી બતાવી છે માટે **વ્યવસાય**અંગ થયું. કેમકે સાગરિકાના દર્શનને અનુકૂલ એવી પોતાની શક્તિ તેણે પ્રકટ કરી છે.

ભર્ત્રિ! મહારાજ પેલા વિરાજે, આપ સમીપ પધારો.

**वासवदत्ता.**—(પાસે જઈને) જય જય આર્યપુત્ર!

**राजा.**—દેવિ! આણે ગર્જના ઘણી કરી છે, માટે અહિયાંજ એનો ખેલ આપણે જોઈયે.

**वासवदत्ता.**—(બેસેછે.)

**राजा.**—ભદ્ર! નાના પ્રકારના ઈન્દ્રજાલના ખેલ ચલાવો.

**संवरसिद्धि.**—જેવી આપની આજ્ઞા. (બહુ પ્રકારે નાટ્ય કરીને પિચ્છિકા ફેરવીને.)

(ગીતિ.)

આ આકાશવિષે હું, હરિ, હર, બ્રહ્મા, સુરપતિ બતલાવું,
સિદ્ધ અને ચારણ વળી, સુરવધૂ કેરા સમૂહ નચવાવું. ૭૩

**सर्वे.**—(વિસ્મય પામીને જુવેછે.)

**राजा.**—(ઉંચું જોઈને આસનથી ઉતરી પડતાં) આશ્ચર્ય! આશ્ચર્ય!

**विदूषक.**—અચરજ! અચરજ!

**वासवदत्ता.**—અચરજ, અચરજ.

**राजा.**—દેવી, જુવો.

(કવિત.)

કમલઆસનપર, બ્રહ્મા આ સોહામણા ને,
શશિકલા શિરે એવા શિવ આ વિરાજેછે;
નંદક[1], કૌમોદકી[2] ને સુદર્શન, શાર્ઙ્ગ[3] ચાર,
કરમાંહે એવા વિષ્ણુ દૈત્યદમન જેછે;
ઐરાવતપર બેઠા, એ તો ઈન્દ્ર દેવ છે ને,
બીજા સ્વર્ગવાસિયો આકાશે રહી રાચેછે;
તેઓસાથે ચલિત ચરણથી અવાજ થતા,
નુપૂરવાળી આ દિવ્ય નારિયો તો નાચેછે. ૭૪

**वासवदत्ता.**—અચરજ! અચરજ!

**विदूषक.**—(અપવાર્ય) અહો, દાસીપુત્ર ઐન્દ્રજાલિક! આ દેવને અપ્સરા દેખાડવાથી શું વળ્યું? એમનેજ જો પ્રસન્ન કરવાની ઇચ્છા હોય તો સાગરિકા બતાવી દે.

---

૧ ભગવાનનું ખડ્ગ. ૨ ગદા. ૩ ધનુષ.

( વસુંધરા પ્રવેશ કરેછે. )

**वसुंधरा.**—( પાસે આવીને ) જય જય મહારાજ ! અમાત્ય યૌગંધરાયણ વિનતિ કરેછે કે, વિક્રમબાહુએ મોકલેલા મુખ્યપ્રધાન વસુભૂતિ, આપણા કંચુકી બાભ્રવ્ય સહિત, આવ્યા છે, તેમને આ શુભ મુહૂર્ત્તમાં આપે મળવું જોઇયે; અને હું પણ શેષ કામ પૂરૂં કરીને આ આવ્યો.

**वासवदत्ता.**—આર્યપુત્ર ! ત્યારે હવે ઇંદ્રજાલ જોવાનું હવણાં રેહેવા દ્યો. મોસાળના કુલમાંથી આર્ય અમાત્યપ્રધાન વસુભૂતિ આવ્યા છે એટલામાટે એમને આપ મળી લ્યો.

**राजा.**— જેવી દેવીની ઇચ્છા. ( ઐન્દ્રજાલિકપ્રતિ ) ભદ્ર ! હવણાં રેહેવા દે.

**ऐन्द्रजालिक.**—( ફરીને પિચ્છિકા ફેરવીને ) જેવી દેવની આજ્ઞા. ( જતાં જતાં ) મારો એક ખેલ તો મહારાજે અવશ્ય જોવો જોઇયે.

**राजा.**—ભદ્ર ! જોઇશું.

**वासवदत्ता.**—કાંચનમાલે ! તું જા અને આને પારિતોષિક આપ.

**कांचनमाला.**—જેવી દેવીની આજ્ઞા.

( ઐન્દ્રજાલિકસહિત જાયછે. )

**राजा.**—વસંતક ! વસુભૂતિના સામો જઇને તેડી લાવ.

**विदूषक.**—જેવી ભર્ત્તાની આજ્ઞા. ( જાયછે. )

( વસુભૂતિ અને બાભ્રવ્યને લઇને, વસંતક પ્રવેશ કરેછે. )

**विदूषक.**—પધારિયે, અમાત્ય પધારિયે.

**वसुभूति.**—( ચારે બાજુએ જોઇને ) અહો વત્સેશ્વરનો કેવો પ્રભાવ ! અહિં તો,

( કવિત. )

જયકુંજરો જોઇને ચિત્ત ખેંચાયું છે અને,
રાજવલ્લભ ઘોડાઓ જોયા જેણીવાર તો;
વળી સંગીતશાલાના ધ્વનિ શુણી જેનું ચિત્ત,
ચોરાયું એવો હું ચાલ્યો રાજસભામાંહ્ય તો;

ક્ષણવાર થોભ્યો ત્યાં તો સિંહલેશ્વરની શોભા,
અને જે વિભવ તે તો તુચ્છ સૌ જણાયો છે;
એવો હું આ દોઢીમાંહે પેઠો તો બાહારકેરા,
મ્હોટા કુતૂહલે મને ગ્રામ્ય તો બનાવ્યો છે. ૭૫

**बाभ्रव्य.**—આજે ઘણે કાલે હું સ્વામીનાં દર્શન કરીશ, તેથી ખરેખર આનંદાતિશયને લીધે જાણે નવીન અવસ્થાનો અનુભવ કરૂંછું. કેમકે,

(કવિત.)

ભૃત્યતણી ભાવનાને યોગ્ય એવા ભયથકી,
પરિતોષ કંપમાં તો વધારો પૂરો કરે;
વળી વૃદ્ધાવસ્થાની જે નબલી પડેલી આંખો,
તેને આચ્છાદિત તો આંસુથકી કરે ખરે;
ગદગદતાને લીધે, અસ્પષ્ટ સ્ખલતવર્ણું,
એવી વાણીને વિશેષ જડ બનાવી દેછે;
એ પ્રમાણે, પરિતોષ મારી વૃદ્ધાવસ્થાકેરી,
આજે એમ તો કરીને સહાયતા કરેછે. ૭૬

**विदूषक.**—(આગળ થઈને) અમાત્ય, પધારિયે, પધારિયે.

**वसुभूति.**—(વિદૂષકના કંઠમાં રત્નમાલા જોઈને, અપવાર્ય) બાભ્રવ્ય! દેવે રાજપુત્રીને પ્રસ્થાન સમયે જે માલા આપી હતી, તેજ રત્નમાલા આ હોય એમ મને લાગેછે.

**बाभ्रव्य.**—અમાત્ય! મને પણ એના જેવીજ લાગેછે; માટે કોહો તો વસંતકને એ સંબંધી પૂછી લેઉં.

**वसुभूति.**—બાભ્રવ્ય! એમ કરશો નહિ. મ્હોટા રાજકુલમાં ઘણાં રત્ન હોવાથી મળતાં આવતાં આભૂષણ હોય એ કાંઈ દુર્લભ નથી.

(પરિક્રમણ કરેછે.)

**विदूषक.**—(રાજા બતાવીને) આ વત્સાધિપતિ વિરાજેછે; માટે પાસે જાઓ.

**वसुभूति.**—(પાસે જઈને) જય જય મહારાજ!

**राजा.**—(ઉઠીને) હું અભિવંદન કરૂંછું.

**वसुभूति.**—આપનું અતિકલ્યાણ થાઓ.

राजा.—આર્યને આસન આપો.

विदूषक.—( આસન આણીને ) આ આસનઉપર આપ વિરાજો.

वसुभूति.—( બેસેછે. )

कंचुकी.—દેવ! હું બાભ્રવ્ય આપને પ્રણામ કરૂંછું.

राजा.—( પીઠે હાથ મૂકીને ) બાભ્રવ્ય! અહિં બેસો.

कंचुकी.—( બેસતાં ) દેવિ, બાભ્રવ્યનો પ્રણામ છે.

विदूषक.—અમાત્ય! આ દેવી વાસવદત્તા પ્રણામ કરેછે.

वासवदत्ता.—આર્ય! હું પ્રણામ કરૂંછું.

वसुभूति.—આયુષ્મતિ! વત્સરાજ સદૃશ પુત્રપ્રાપ્તિ હો.

( સર્વે બેસેછે. )

राजा.—આર્ય વસુભૂતે! તત્રભવાન્ સિંહલેશ્વર કુશલ વર્ત્તેછે?

वसुभूति.—( ઉંચું જોઈને નિશ્વાસ મૂકી ) દેવ! હું જાણતો નથી. હું મંદભાગી આપને શી વિનતિ કરૂં? ( નીચું મ્હોં કરીને બેશી રેહેછે. )

वासवदत्ता.—(સવિષાદ આત્મગત) હા ધિક્! હા ધિક્! અરે વસુભૂતિ કોણ જાણે હવણાં શું એ કેહેશે.

राजा.—વસુભૂતે! તમે પર્યાકુલ કેમ દેખાઓછો?

बाभ्रव्य.—(અપવાર્ય) પછવાડેથી પણ કેહેવાનું છે તો હવણાંજ કહી દ્યો.

वसुभूति.—( અશ્રુસહિત ) દેવ! મારાથી કહી શકાય એમ નથી, તોપણ હું આ મંદભાગી કહુંછું.

[1]તત્ર ભવાન સિંહલેશ્વરની દુહિતા રત્નાવલી નામની આયુષ્મતી, જેનેમાટે સિદ્ધે એમ કથન કરયું હતું કે, એમનું પાણીગ્રહણ કરશે તે ચક્રવર્ત્તી રાજા થશે—

राजा.—(વચ્ચે બોલી ઉઠીને) વારૂ પછી!

---

૧ અહિંથી આરંભીને તે વસુભૂતિ નીચું મ્હોં રાખીને રહેછે ત્યાંસુધી એનું જે જે બોલવું થયું છે તે **પ્રસંગ** અંગ છે.

"૭ **પ્રસંગ**—ગુરૂ એટલે બાપદાદા ઇત્યાદિનું કથન."

નાટ્યપ્રકાશ.

**वसुभूति.**—તે સિદ્ધના કથનઉપર વિશ્વાસ રાખીને તે કન્યા આપને દેવાને યૌગંધરાયણે વારંવાર પ્રાર્થના કરી છતાં, વાસવદત્તાના ચિત્તને ખેદ ઉત્પન્ન થશે એમ સમજીને દીધી ન હતી.

**राजा.**—(અપવાર્ય) દેવિ! તમારા મામાનો પ્રધાન આ કેવું ખોટું બોલેછે.

**वासवदत्ता.**—(વિચારીને) આર્યપુત્ર! મને પણ સમજાતું નથી કે એમાંથી કોણ જૂઠું બોલેછે.

**विदूषक.**—વારૂ, પછી શું થયું?

**वसुभूति.**—પછી, દેવી વાસવદત્તા લગાણામાં બળી મુવાં એમ વાત બનાવીને, બાભ્રવ્યને મોકલીને, આપે ફરીને માગું કરયું, એટલે તત્રભવાન્ સિંહલેશ્વરદેવે વિચારયું કે, આપની સાથેનો અમારો સંબંધ તૂટવો જોઇયે નહિ, તેથી રત્નાવલી આપને દીધી; તેને લઇને અમે આપને પરણાવવાને આવતા હતા, એટલામાં વાહાણ ભાગવાથી બૂડી ગઈ. (નીચું મ્હોં રાખીને રડેછે.)

**वासवदत्ता.**—(અશ્રુસહિત) હા, હું મંદભાગિની મારી ગઈ. હે રત્નાવલિ! હવણાં તું ક્યાં છું? મને ઉત્તર આપ.

**राजा.**—શાન્ત થાઓ, શાન્ત થાઓ. દૈવની ગતિ ગહન છે. વાહાણ ભાગવાથી દરિયામાં પડેલા અને પાછા નીકળેલા એવા આ બે દૃષ્ટાન્તભૂત છે. (બન્નેને બતાવેછે.)

**वासवदत्ता.**—આર્યપુત્ર! એમ બનેછે, પણ મારૂં ભાગ્ય એવું ક્યાંથી હોય?

**राजा.**—(અપવાર્ય) બાભ્રવ્ય! આ બધું શું થયું છે તે હું જાણતો નથી.

**बाभ्रव्य.**—દેવ! સાંભળિયે.

(નેપથ્યમાં મહાન કલકલાટ થાયછે.)[1]

---

૧ અહિંથી પ્રારંભીને તે રાણી કેહેછે કે "આપ તેનું રક્ષણ કરો." ત્યાંસુધી **વિદ્રવ** અંગ થયું છે.

" ૩ **વિદ્રવ**—વધ, બંધ આદિ ઉપદ્રવ."

( કવિત. )

તેજના સમૂહથકી, મો'લાતનાં શિખર તો,
સોનાનાં હોયની એમ અગ્નિ તો શોભાવતો;
વાડીના ઘટ્ટ વૃક્ષના અગ્રભાગ બાળ્યાં થકી,
અતિશય તાપ એ તો પ્રકટ કરાવતો;
વળી જે ધૂમાડાતણા સમૂહે ક્રીડાશૈલને
પાણી ભર્યા મેઘસમ શ્યામતા અણાવતો;
વળી નિજદાહે કરી સ્ત્રી જનોને પીડા કરી,
એવો સહસા અગ્નિ તો અંતઃપુરે લાગતો. *૭૭

વળી, ( ગીતિ. )

લાવણકે દેવીનો દાહ થયાની પ્રસરી હતી વાત,
તે જાણ્યે ખરૂં કરવા, અંતઃપુરમાં ઉઠ્યો જ્વલન ખ્યાત.*૭૮

( સર્વે વિખરાઇ જાયછે, સંભ્રમિત થઈને જુવેછે. )

**राजा.**—શું, અંતઃપુરમાં અગ્નિ લાગેછે ? ( સસંભ્રમ ઊઠીને ) શું, દેવી વાસવદત્તા બળી મુવાં ? હા, પ્રિયે વાસવદત્તા !

**वासवदत्ता.**—આર્યપુત્ર ! રક્ષણ કરો, રક્ષણ કરો.

**राजा.**—અયે ! અરે શું દેવી પાસે છતાં પણ, સંભ્રમનેલીધે, મારા ધારવામાં રહ્યાં નહિ ? ( હાથ ઝાલીને ભેટીને ) દેવિ ! શાન્ત થાઓ, શાન્ત થાઓ.

**वासवदत्ता.**—આર્યપુત્ર ! હું મારે માટે નથી કેહેતી, પણ મારા સરખી નિર્દયે નિગડમાં ( કેદમાં ) નંખાવેલી સાગરિકા બળી મરેછે, માટે આપ તેનું રક્ષણ કરો.

**राजा.**—શું, દેવિ ! સાગરિકા બળી મરેછે ? આ હું ચાલ્યો.

**वसुभूति.**—દેવ ! હવણાં અકારણે આવી પતંગવૃત્તિ કેમ કરોછો ?

**बाभ्रव्य.**—દેવ ! વસુભૂતિનું કેહેવું ખરૂં છે.

**विदूषक.**—( રાજાનો છેડો પકડીને ) અહો, સાહસ કરો નહિ.

---

* છંદ ૭૭-૭૮ માં ઉત્પ્રેક્ષાઅલંકાર છે.

**राजा.**—(ઉત્તરીય બેંચી લઈને) અરે ધિક્ મૂર્ખ, સાગરિકા મરી જાયછે અને શું મારે પ્રાણુની રક્ષા કરવી?

(ધૂમાડામાં પ્રવેશ કરવાથી ગાભરો બની ગએલો જણાયછે.)

(દુમિલા છંદ.)

હે વન્હિ! જા શમોં જા શમોં જા, હે ધૂમ્ર! તજી દે આકુલતા,
શા કારણ જ્વાલતણા મંડલ વિસ્તારી દઇ દે વ્યાકુલતા;
જયમ પ્રલય અગ્નિ ત્યમ ઉગ્ર વિરહ મુજ પ્રાણપ્રિયાનો થાય ખરે,
હું વત્સરાજ તેથી ન બળ્યો પછી શું કરી તું શકનાર અરે. ૭૯*

**वासवदत्ता.**—મારા સરખી દુ:ખિયારીના કેહેવાથી આર્યપુત્ર આવું કરવાને તત્પર થયા, તો હું પણ તેમની પાછળ જાઉંછું.

**विदूषक.**—(પરિક્રમણ કરીને આગળ વધી જઈને) ભવતિ! ત્યારે હું પણ આપનો માર્ગદર્શક થાઉંછું.

**वसुभूति.**—શું? વત્સરાજ આગમાં પેઠા? એમ છે તો રાજપુત્રીની વિપત્તિ મારા જોવામાં આવી, માટે હું પણ મારા દેહની આહુતી આપુંછું.

**कंचुकी.**—(આંસુસહિત) હા મહારાજ! હા મહારાજ! શું આ અકારણેજ ભરતકુલને સંશયને ત્રાજવે બેસાર્યું? અથવા વધારે પ્રલાપ કરવાથી હવે શું? હું પણ ભક્તિસદૃશ આચરણ કરૂંછું.

(એપ્રમાણે સર્વે અગ્નિમાં પ્રવેશ કરેછે.)

**राजा.**—(જમણો હાથ ફરકવાથી) હું આવી અવસ્થામાં આવી પડ્યો તો મને આ જમણો હાથ ફરકવાનું ફળ ક્યાંથી મળવાનું છે? (આગળ જોઈને હર્ષ અને ઉદ્વેગસહિત) અયે! આ સાગરિકા તો અગ્નિની સમીપમાંજ છે, માટે ત્વરાથી એને ઉગારૂં.

(બેડીમાં બંધાયલી સાગરિકાનો પ્રવેશ થાયછે.)

**सागरिका.**[1]—(ચારે દિશાએ જોઈને) ઠીક થયું. ચારે મેર અગ્નિ સળગ્યો છે, તેથી આજે મારા દુ:ખનો અંત આવશે.

---

* છંદ ૭૯ માં કાવ્યાર્થાપત્તિ અલંકાર છે.

૧ આ આદિ અન્યપરાયણ વચનથી દુ:ખનો છેડો આવવારૂપી કાર્યનું કથન કર્યું માટે **આદાન** અંગ થયું.

"૧૩ **આદાન**—બીજ અથવા મુખ્ય કાર્યસિદ્ધિનું કથન."

નાટ્યપ્રકાશ.

**राजा.**—(ત્વરાથી પાસે જઇને) અયિ, પ્રિયે! હજીસુધી ઉદાસીન થઇને શું બેઠી છે?

**सागरिका.**—(રાજાને જોઇને આત્મગત) કોણ આર્યપુત્ર! એમને જોઇને હવે મને ફરીને જીવવાની આશા ઉત્પન્ન થઈ. (પ્રકાશ) મહારાજ! રક્ષણ કરો, રક્ષણ કરો.

**राजा.**—ભીરૂ! હવે ભય જવા દે.

(સવૈયો.)

આ ઉદ્દગમ છે ધૂમ્રતણો બહુ, જરા વાર તો સે'જે તેહ,
(આગળ જોઇને)
હા, હા, આ અંશુક સ્તનપરથી, પડી ગયેલું બળતું એહ;
(જોઇને)
વારંવાર પડે કયમ અખડઈ,
(બહુ નિહાળીને) છે શું બેડીના બંધનમાંહિ?
પ્રિયા તુરત અહિંથી લઈ જઉં છું, કરય મારૂં અવલંબન આંહિ. ૮૦
(કંઠે લગાડીને, આંખ મીંચીને, સ્પર્શસુખ અનુભવેછે.)

અહો! મારો સંતાપ એક ક્ષણવારમાં જતો રહ્યો. પ્રિયે! સાવધ થા, સાવધ થા.

(ગીતિ.)

હે[1] દયિતે આ અગ્નિ! સળગ્યો પણ તે તને ન દહન કરે,
કયમકે તુજ સ્પર્શ શીતલ જ્વલનતણા તાપનેજ તરત હરે. ૮૧
(આંખ ઉઘાડીને જોઇને) અહો, મહા આશ્ચર્ય!

(સવૈયો.)

એ અગ્નિ કયાં ગયો? અહો! આ અંતઃપુર છે પ્રથમ સમાન,
(વાસવદત્તાને જોઇને) કોણ, અહો આ વાસવદત્તા?

**वासवदत्ता.**—(રાજાના શરીરે હાથ ફેરવીને સહર્ષ) ઘણું સારૂં થયું કે આર્યપુત્રનું શરીર અક્ષત રહ્યું છે.

**राजा.**— બાભ્રવ્યા!

---

૧ છંદ ૮૧ માં પરિકર અલંકાર છે.

**बाभ्रव्य.**—જય થાઓ મહારાજ! બહુ સારૂં થયું. અમારામાં હવે જીવ આવ્યો.

**राजा.**— વસુભૂતિ દિવાન?

**वसुभूति.**—મહારાજ! બહુ સારૂં થયું.

**राजा.**—વયસ્ય!

**विदूषक**—જય થાઓ આપનો.

**राजा.**—( વિચારીને સહર્ષ. )

તું કે? આ તે મારી મતિ ભમે છે સ્વપ્નની માંહિ,
અથવા કહો દે અબ ધડી મુજને ઇંદ્રજાલની રચના આંહિ? ૮૨

**विदूषक.**—અહો કાંઈ સંદેહ આણો નહિ. એ તો ઇન્દ્ર-જાલજ છે. કેમકે પેલા દાસીપુત્ર ઐન્દ્રજાલિકે કહ્યું હતું કે, આપને એક ખેલ તો મારો જરૂર જોવો પડશે. તેજ આ ખેલ.*

**राजा.**—દેવિ! આપના કેહેવાથી આ સાગરિકાને હું અહિં લઈ આવ્યો છું.

**वासवदत्ता.**—( હશીને ) આર્યપુત્ર! આપની બધી વાત જાણી.

**वसुभूति.**—( * સાગરિકાને નિહાળીને અપવાર્ય ) બાભ્રવ્ય! આ તો નખશીખ રાજપુત્રીને મળતી દેખાયછે.

**बाभ्रव्य.**—[1] અમાત્ય! મારા મનમાં પણ એમજ આવેછે.

**वसुभूति.**—[2]( પ્રકાશ રાજાને ) દેવ! આ કન્યા કયાંથી?

**राजा.**—દેવી જાણેછે.

---

* અહિંથી પ્રારંભીને તે ગ્રંથસમાપ્તિસુધી **નિર્વહણ**સંધિ ચાલેછે.—બીજ-વાળા મુખ આદિ ચાર સંધિયોના અર્થ ( વિષય ) યથેચ્છ વિસ્તારવામાં આવ્યા હોય તે સર્વે એકજ કાર્ય ( પરિણામ ) પ્રાપ્ત કરાવી આપે તે.

૧ આ સ્થાને નિર્વહણસંધિનું **સંધિ** અંગ થયું છે.

"૧ **સંધિ** બીજનું ફરીથી કથન કરવું."

૨ અહિંથી માંડીને તે રાજા કેહેછે કે 'મને પૂછ્યા વિના આમ કરે?' ત્યાંસુધી રત્નાવલીરૂપ કાર્યનું શોધન થયું માટે **વિબોધ** અંગ થયું.

"૨ **વિબોધ**—કાર્યનું શોધન કરવું."

**वसुभूति.**—દેવિ! આ કન્યા ક્યાંથી આણી છે?

**वासवदत्ता.**—અમાત્ય! આ સાગરમાંથી મળી છે એમ કહીને અમાત્ય યૌગંધરાયણે મારે સ્વાધીન કરી છે, માટેજ એનું નામ સાગરિકા રાખ્યું છે.

**राजा**—( સ્વગત ) શું યૌગંધરાયણે દેવીને સોંપી? એ શું મને પૂછ્યાવિના આમ કરે?

**वसुभूति.**—( અપવાર્ય ) બાભ્રવ્ય! આ વસંતકના ગળામાં જે માલા છે તે પેલી માલાના જેવીજ છે, અને સાગરિકા સાગરમાંથી મળી આવી છે, તો ખરેખર, આ સિંહલેશ્વરની કુમારી રત્નાવલીજ છે. ( પાસે જઈને પ્રકાશ ) આયુષ્મતિ, રત્નાવલિ, રાજપુત્રિ! તમારી આવી દશા થઇ?

**सागरिका.**—( વસુભૂતિને જોઈને આંસુસહિત ) કોણ અમાત્ય વસુભૂતિ?

**वसुभूति.**—હા, એજ મંદભાગી હું. ( ભૂમિ પડેછે. )

**सागरिका.**—અરે! હું મંદભાગિની વિપત્તિમાં વીંટાઈ. હા તાત! હા અમ્બ! તમે ક્યાં છો? મને ઉત્તર આપો. ( એમ કહીને નીચે પડીને મૂર્છાગત થાયછે. )

**वासवदत्ता.**—( સસંભ્રમ ) કંચુકી! આ મારી બ્હેન રત્નાવલી?

**कंचुकी.**—દેવિ, હા એ તેજ છે.

**वासवदत्ता.**—[1]( રત્નાવલીને આલિંગન દઈને ) બ્હેન, સાવધ થા, સાવધ થા.

**राजा.**—ઉદાત્ત વંશમાં ઉત્પન્ન થયેલા સિંહલેશ્વર વિક્રમબાહુની આ આત્મજા?

**विदूषक.**—( રત્નમાલા જોઈને સ્વગત ) મેં પ્રથમથીજ જાણ્યું હતું કે સાધારણ મનુષ્યનું આભૂષણ આવું હોય નહિ.

---

૧ આ સ્થાને બંને બ્હેનોનો સમાગમ થતાં દુઃખની નિવૃત્તિ થઈ માટે **સમય** અંગ થયું.
" ૮ **સમય**—દુઃખની નિવૃત્તિ."

**वसुभूति.**—(ઊઠીને) રાજપુત્રિ! સાવધ થાઓ, સાવધ થાઓ. આ તમારાં મ્હોટાં બેહેન ખેદ પામેછે, માટે એમને મળો.

**रत्नावली.**—[1](સાવધ થઈને આડી નજરે રાજાને જોઈને સ્વગત) હું દેવીની અપરાધી થઇ છું, માટે હું મુખ બતાવવાને શક્તિમાન થઈ શકતી નથી. (નીચું મુખ રાખીને રેહેછે.)

**वासवदत्ता.**—(આંસુસહિત બે હાથ લાંબા કરીને) અયિ, અતિ નિષ્ઠુરે, હવે તો તું મારી પ્રિય બેહેન ઠરી, માટે આવ્ સ્નેહ બતાવ્. (કંઠે બાઝેછે.)

**रत्नावली.**—(અખડાઈ પડેછે.)

**वासवदत्ता.**—(અપવાર્ય) આર્યપુત્ર! હું આ મારા ક્રૂર આચરણથી લજવાઉંછું; માટે એની બેડી તરત તોડી નંખાવો.

**राजा.**—(સપરિતોષ) દેવિ! હું એમ કરૂંછું. (સાગરિકાનું બંધન કાહાડી નાંખેછે.)

**वासवदत्ता.**—આર્યપુત્ર! આટલી વારસુધી મને દુર્જન બનાવનાર અમાત્ય યૌગંધરાયણજ છે; કેમકે તેઓના જાણવામાં છતાં, મને ખરી વાત કહી નહિ.

(પછી યૌગંધરાયણ પ્રવેશ કરેછે.)

**यौगंधरायण.**— (કવિત.)

દેવિયે[2] મારા વચને, પોતાના પ્રિય પતિનો,
મહાન વિયોગ પોતે સહન કરયો ઘણો;
વળી બીજી શોક કેરૂં સાલ તો કરાવી આપી,
પીડિત કરાવનાર દેવીને, મને ગણો;
પણ મારા મહારાજ ધણી ચક્રવર્તી થશે,
તેથી દેવી દિલમાંહ રાજી થશે સર્વથી;
આટલું છતાંય પણ લાજને લીધે હું આજ,
મુખ મારૂં બતાવાને સમર્થ થતો નથી. ૮૩

૧ અહિંથી આરંભીને તે વાસવદત્તા કેહેછે કે ' મને ખરી વાત કહી નહિ " ત્યાંસુધી પરસ્પર ભાષણ થયું માટે **પરિભાષણ** અંગ થયું.

૨ આ સ્થાને યૌગંધરાયણે રાજાને ઉપકારપરાયણ કન્યાનો લાભ કરાવી ચક્રવર્તીપણાનો પ્રસંગ આણ્યો એમ પોતાના ગુણનું ઉદ્ઘાટન કરયું માટે **વિચલન** અંગ થયું.

અથવા શું કરવું? અત્યંત માનવાયોગ્ય પુરૂષોમાં પણ સ્વામીની ભક્તિનું જે વૃત્ત છે તે આવું પરસ્વાધીન છે. (જોઇને) મહારાજ આં દેખાય, માટે હું એમની પાસે જાઉં. (પાસે જઇને)[1] જય જય મહારાજ! (પગે પડીને) દેવ! મેં[2] આપને કહ્યા વિના આ કામ કરચું છે માટે ક્ષમા કરશો.

**राजा.**—કોહો, વિના કહ્યે શું કરચું છે?

**यौगंधरायण.**—[3](હાથ જોડીને) દેવ! સાંભળો. આ સિંહલેશ્વરની રાજકન્યા રત્નાવલીવિષે સિદ્ધપુરૂષે કહ્યું હતું કે, એ જેને પરણશે તે ચક્રવર્ત્તી રાજા થશે, તેથી તેઉપર વિશ્વાસ રાખી, આપને વેરે પરણાવવાને, વારંવાર વિનતિ કરવામાં આવી; તોપણ આયુષ્મતી વાસવદત્તાના ચિત્તને ખેદ થશે એમ ધારી સિંહલેશ્વરે તે વાત માન્ય રાખી નહિ.

**राजा.**—પછી શું કરચું?

**यौगंधरायण**—( શરમાઇ જઇને ) ત્યારે વાસવદત્તા આગમાં બળી મુવાં એમ વાત ચલાવીને બાભ્રવ્યને સિંહલદ્વીપ મોકલ્યો.

**राजा.**—યૌગંધરાયણ! ત્યારપછીની વાત તો મેં સાંભળી છે, પણ તમે દેવીના સ્વાધીનમાં એને કેવા વિચારથી સોંપી?

**विदूषक.**—અહો, વિના કહે એનો ભેદ હું સમજી ગયો. તે એ કે, અંતઃપુરમાં સાગરિકા રેહે તો ત્યાં જતાં મહારાજની નજરે પડે.

**राजा.**—યૌગંધરાયણ! તમારો અભિપ્રાય વસંતકે જાણી લીધો.

**यौगंधरायण.**—આપ કોહોછો એમજ છે.

---

૧ આ સ્થાને **ગ્રથન** અંગ થાયછે.

"૩ **ગ્રંથન** કાર્યે સિદ્ધ થયા વિષેનું કથન"

૨ આ સ્થાને રાજાની આરાધના કરી છે માટે **પ્રસાદ** અંગ થયું.

"૬ **પ્રસાદ**—કોઇની આરાધના અથવા સેવા કરવી તે."

૩ અહિં **નિર્ણય** અંગ થયું છે. કારણ કે અમાત્યે પોતાનો અનુભવેલો અર્થ સર્વ જન સમક્ષ નિવેદન કરચો.

"૪ **નિર્ણય**—અનુભૂત અર્થનું કથન."

નાટ્યપ્રકાશ.

**राजा.**—त्यारे तो मने लागेछे के, ऐन्द्रजालिकना वृत्तान्तनो प्रयोग पण तमारीज गोठवणीथी थयो हशे.

**यौगंधरायण.**—जो एम थात नहि तो अंतःपुरमां केद करेली रत्नावलीने आपनां दर्शन क्यांथी थात? अने तेमना बाहार नीकळ्या विना वसुभूति तेमने शी रीते ओळखी शकत. [1](हसीने देवी भणी जोईने) आपे आपनां बेहेनने ओळख्यां एटले हवे जे करवानुं उचित जणाय तेवी आज्ञा करो.

**वासवदत्ता.**—(सस्मित) अमात्य! त्यारे चोख्खी वात एम करोनी के, रत्नावली आर्यपुत्रने देइ द्यो.

**विदूषक.**—भवति! आपे अमात्यनो अभिप्राय ठीक जाणी लीधो.

**वासवदत्ता.**—(हाथ लांबा करीने) रत्नावलि! आम आवो, अने तमे मारां बेहेन छो तो हवे तेने अनुरूप वर्त्तो. (रत्नावलीने पोतानां घरेणांथी शृंगारी हाथ झाली राजा पासे जई) देव! ग्रहण करो आ रत्नावली.

**राजा.**[2](सहर्ष हाथ लांबा करीने) देवीनो प्रसाद कोण स्वीकारे नहि? (रत्नावलीनो पाणि ग्रहण करेछे.)

**वासवदत्ता.**—एमना बंधुजन घणे छेटे छे, माटे आप एमनी साथे एवी रीते वर्त्तो के ते पोताना बंधुजनने संभारे नहि. (एम कहीने समर्पण करेछे.)

**राजा.**—जेवी देवीनी आज्ञा.

**विदूषक.**—(सहर्ष नाचीने) ही, ही आपनो जय थयो. प्रिय वयस्यने हवे आखी पृथ्वी हस्तगत थई.

**वसुभूति.**—राजपुत्रि! वासवदत्ताने पगे पडो.

**रत्नावली.**—(तेम करेछे.)

---

१ अहिंथी आरंभीने ते वासवदत्ताना केहेवा सुधी वत्सराजने रत्नावली आपो एम यौगंधरायणना अभिप्रायमां रहेलुं जे कार्य तेनुं वासवदत्ताने दर्शन थयुं माटे **पूर्वभाव** अंग थयुं.

"११ पूर्वभाव—कार्यनुं दर्शन."

२ आ स्थाने राजाने इच्छित अर्थ जे रत्नावली तेनी प्राप्ति थइ माटे **आनंद** अंग थयुं.

"७ आनंद—इच्छित अर्थनी प्राप्ति."

**बाभ्रव्य.**—દેવી તો આવાંજ જોઇયે. પોતાના દેવીપણાનું સાર્થક કરયું.

**वासवदत्ता.**—(રત્નાવલીને આલિંગન દઇને) દેવીપદ હું આપને અર્પુંછું.

**बाभ्रव्य.**—હવે મારો પ્રયત્ન સફલ થયો.

**यौगंधरायण.**—મહારાજ[1]! વદિયે, હું શો વિશેષ ઉપકાર આપને કરૂં?

**राजा.**—આથી[2] શું બીજું પ્રિય છે?

(સવૈયો.)

વિક્રમબાહુ–સિંહલપતિ–તે, થયા આજ છે મુંજ સમાન,
સાર્વભૌમનું કારણુ ને વળી, સારભૂત પૃથ્વીનું માન
પ્રિયા સાગરિકા મળી એવી, અને કોશલા જીત્યો દેશ,
દેવી રીઝયાં ભગિની મળતાં, પછી ન્યૂનતા રહી ન લેશ. ८३

તથાપિ એમ થાઓ કે,

(સાટક)

વર્ષાવી ઇન્દ્ર સારી વૃષ્ટિ ભૂમિને સારી રસાલી કરો,
બ્રાહ્મણો વિધિયુક્ત, યજ્ઞ કરીને દેવો તુષ્ટ તો કરો;
સજ્જનનો સુખદ સમાગમ તો કલ્પો સુધી ચાલજો,
વાણી દુર્જય દુષ્ટ પિશુનકેરી, પૂરી ક્ષયે પામજો. ८४

(સર્વે જાયછે.)

---

૧ આ સ્થાને **કાવ્યસંહાર** અંગ થયું છે.
"૧૩ **કાવ્યસંહાર**—કાવ્યની અંતે વર આપવાનું સૂચન કરવામાં આવેછે તે."

૨ આ સ્થાને કામ, અર્થ અને માનાદિકની પ્રાપ્તિ જણાવી માટે **ભાષણ** અંગ થયું.
"૧૦ **ભાષણ**—માન આદિની પ્રાપ્તિ." નાટ્યપ્રકાશ.

## ઐન્દ્રજાલિક નામે ચોથો અંક સમાપ્ત.



૧ જયકુમારી વિજય નાટક (ત્રીજી આવૃત્તિ)... ૩ ૦—૧૨—૦
૨ લલિતા દુઃખદર્શક (પાંચમી આવૃત્તિ) ... ૦—૮—૦
૩ નળદમયંતી નાટક (ત્રીજી આવૃત્તિ) ... ૦—૮—૦
૪ [illegible] (બીજી આવૃત્તિ) ... ... ... ૦—૮—૦
૫ હરિશ્ચંદ્ર નાટક } (બીજી આવૃત્તિ) ૦—૧૨—૦
૬ તારામતી સ્વયંવર }
૭ વિક્રમોર્વશી નાટક (બીજી આવૃત્તિ) ... ૦—૮—૦
૮ આરોગ્યતાસૂચક (બીજી આવૃત્તિ)... ... ૦—૮—૦
૯ પ્રસ્તાવિક કથાસમાજ (બીજી આવૃત્તિ)... ૦—૮—૦
૧૦ માલવિકાગ્નિમિત્ર નાટક ... ... ... ૧—૪—૦
૧૧ પ્રેમરાય અને ચારુમતી ... ... ... ૦—૧૨—૦
૧૨ લઘુસિદ્ધાન્તકૌમુદી. (ગુજરાતી ટીકા સહિત) ૫—૦—૦
૧૩ હિતોપદેશ (મિત્રલાભ, મિત્રભેદ, વિગ્રહ, સંધિ) ૦—૧૨—૦
૧૪ બાણાસુર મદમર્દન (ઓખાહરણ નાટક)(આવૃત્તિ બીજી) ૦—૮—
૧૫ મદાલસા અને ઋતુધ્વજ નાટક ... ... ૦—૮—૦
૧૬ હરિશ્ચંદ્ર નાટકનો સાર... ... ... ... ૦—૧—૦
૧૭ રાસમાળા ભાગ બે (ફાર્બસ સભાના મંત્રીપાસેથી) ૧૫—૦—૦
૧૮ ગોપાળદાસ. ... ... ... ... ... ૦—૮—૦
૧૯ કુળવિંદ નિબંધ (બીજી આવૃત્તિ)... ... ૦—૨—૦
૨૦ સંતોષસુરતરૂ (બીજી આવૃત્તિ) ... ... ૦—૨—૦
૨૧ શેક્સપિયર કથાસમાજ(૨૦મું ૦૬૦૦)(બીજી આવૃત્તિ) હવે પછી.
૨૨ રત્નાવલી નાટિકા. ... ... ... ... ૦—૮—૦
૨૩ પાદશાહી રાજનીતિ. ... ... ... ... }
૨૪ [illegible] પ્રકાશ. ... ... ... ... ... } છપાયછે.
૨૫ નાના પ્રકાશ. ... ... ... ... ... }

## ભાઈ મનઃસુખરામ સૂર્યરામનાં પુસ્તક.

૧ અસ્તોદય અને નલદમયંતી (ત્રિજી આવૃત્તિ) ૩ ૦—૮—૦
૨ સ્ત્રીરાજ્ય અને મનુસ્મૃતિમાંના રાજનીતિસાર. ૦—૮—૦
૩ [illegible]સાગર (ગુજરાતી) ... ... ... ૧—૮—૦
૪ ફાર્બસ જીવનચરિત્ર (સચિત્ર) ... ... ૦—૧૨—૦
૫ સુજ્ઞ ગોકુળજી ઝાલા અને વેદાન્ત ... ... ૧—૦—૦
૬ કરસનદાસ અને તત્સંબંધમાં વિચાર (સચિત્ર) ૦—૮—૦
૭ [illegible] જયકુ[illegible]. ૮ મણિરત્નમાળા. ૯ વિપત્તિવિવેક નિબંધ. નથી.

મુંબઈ, કાલિકાદેવીને રસ્તે ક્ષત્રી દામોદરદાસ ઈશ્વરદાસ.
મુંબઈ. કોટમાં પારસી બજાર સ્ટ્રીટ, જહાંગીરજી બેજનજી કરાણી.
મુંબઈ, ઝવેરબાગ પાસે. જેઠારામ મુકુંદજી.
અમદાવાદ, { ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી.
{ યુનૈટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની.